# પ્રસ્તાવના

આધુનિક ભારતના મહાન ચાણક્ય સરદારશ્રીનું આ પુસ્તક તૈયાર કરતાં કરતાં અમે એક પ્રકારનો દિવ્ય આનંદ મેળવ્યો છે. પૂજ્ય સરદારશ્રીના જીવનમાંથી આજની નવી પેઢીને ખૂબ જ પ્રેરણા મળે તેમ છે. આધુનિક ભારતના એઓ મહાન ઘડવૈયા હતા. અનેક રજવાડાનું વિલિનીકરણ કરીને, દેશને એકતા, અખંડિતતા અર્પી છે તે ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે. એમનામાં અત્યંત દૃઢ મનોબળ હતું. અજબ પ્રકારની આત્મસૂઝ હતી અને વિકટ અને ગૂઢ પ્રશ્નોમાંથી માર્ગ કાઢવાની વિલક્ષણ અગમ્ય બુદ્ધિ હતી. મુખ્યત્વે કિશોરો અને પ્રૌઢોને લક્ષમાં રાખીને આ પુસ્તક તૈયાર કરવામાં આવેલ છે. આશા છે કે એ ઉપયોગી નીવડશે. આજના સંજોગોમાં

# આમુખ

સરદારશ્રી વલ્લભભાઈના જીવન વિશે શ્રી અમૃતલાલ મોતીલાલ વ્યાસે લખેલા આ નાના પુસ્તકને હું આવકારું છું. માણસ ધારે તો પોતાનો રોજ-બરોજનો વ્યવસાય કરતાં કરતાં ફાજલ વખતમાં ઘણું ઉપયોગી કાર્ય કરી શકે આવા શોખના કાર્યમાંથી એને આરામ અને શાંતિ પણ મળે છે. શ્રી વ્યાસે વેચાણવેરા ખાતાના એક કર્મચારીનું કામ કરતા કરતા શોખના વિષય તરીકે લખવાનો વ્યવસાય સ્વીકાર્યો છે. આબાલવૃદ્ધ સર્વેને પ્રેરણા આપે એવું સરદારશ્રીનું જીવન એમણે આ પુસ્તકમાં રજૂ કર્યું છે. સરદારશ્રીના જીવનના કેટલાક પ્રેરક પ્રસંગો, એમના હાસ્ય, કટાક્ષ અને એમના કેટલાંક યાદગાર સૂત્રો અહીં રજૂ થયાં છે સરદારશ્રીની સચોટ અને પ્રેરક વાણીના નમૂના પણ આમાં સામેલ કર્યા છે.

# અનુક્રમણિકા

# શ્રી
# સરદાર વલ્લભભાઇ પટેલ

| | |
|---|---|
| માતા | :—શ્રીમતી લાડબાઈ પટેલ |
| પિતા | :—શ્રી ઝવેરભાઈ પટેલ |
| નાના | :—શ્રી જીજીભાઇ વસ્તાભાઈ દેસાઇ |
| મામા | :—શ્રી ડુંગરભાઇ જીજીભાઇ દેસાઇ |
| જન્મ | —દેસાઇ વાડામા. નડિયાદ |
| જન્મ તારીખ | :—૩૧મી નવેમ્બર ૧૮૭૫ |
| અવસાન | :—૧૫મી ડીસેમ્બર ૧૯૫૦ |
| ભાઇઓ | :—વડીલ ૧. શ્રી સોમાભાઈ |
| | ૨. શ્રી નરસિંહભાઇ |
| | ૩. શ્રી વિઠ્ઠલભાઇ |
| | નાના ૪. શ્રી કાશીભાઈ |
| બેન | :—શ્રીમતી ડાહીબેન |
| પત્ની | :—શ્રીમતી ઝવેર બા |
| પુત્રી | :—શ્રી મણિબેન જન્મ સન. ૧૯૦૪ |
| પુત્ર | :—શ્રી ડાહ્યાભાઈ જન્મ સન. ૧૯૦૫ |
| જીવનના સુત્રો | :—૧. નીડરતા |
| | :—૨. અન્યાયથી ડરવું તે પાપ છે. |

# નાનપણથી નિડરતા



સરદાર વલ્લભભાઈ પટેલ તેમના બાલ્યકાળથી બિલકુલ નિડર અને સહનશીલ સ્વભાવના હતા. શારીરિક પિડા કે દુઃખ તેમને જરા પણ ભય પમાડતી નહિ તેમની સહનશક્તિ અજમ હતી

નાનપણમા અભ્યાસ કરવા બાકરોલ ગામે રહેતા ત્યારે તેમને હાથ નીચે બગલમા ગુમડું થયેલુ. નાનકડા ગામડામા તે સમયે ડૉકટર કયાથી હોય? ગામમા કોઈક

વાળંદ હતો તે નસ્તર મુકીને ગમેતેવું ગુમડું ફોડી નાખવામાં હોંશિયાર હતો તેને બોલાવવાની સલાહ મળી.

વાળંદે આવીને એક લોખંડનો સળીયો ધગધગતો કરી ગુમડા પર લગાડયો, પણ તે બાળક વલ્લભભાઈ ચીસ પાડશે એવી શંકાથી જરા હળવા હાથે કામ લેતો, એથીગુમડામાંથી બધું પરું બહાર આવી શકયું નહિ.

સરદારે તરત જ તેને કહ્યું :

'આમ જોયા શું કરે છે? લાવ, તારાથી ન થાય તો હું કરું.'

આમ કહી તે સળીઓ પોતે જ હાથમાં લઇ ગુમડા પર ફેરવી બધું પરું કાઢી નાખ્યું. જોનારાંઓ તો આ બાળકની આવી નિડરતા અને સહનશક્તિ જોઇ આભાં જ બની ગયાં!

આવી જ રીતે બીજો પ્રસંગ તેઓ સન ૧૯૧૧માં જ્યારે ઇંગ્લેન્ડમાં બેરીસ્ટરીનો અભ્યાસ કરતા હતા ત્યારે એક વખત બનેલો. પગમાં નીકળેલા વાળાના દર્દને

નાબૂદ કરવા માટે ફરીથી એકવાર ઑપરેશન કરવાની જરૂર હતી.

તે વખતે પણ સરદારશ્રીએ જણાવેલું કે, ' મારે તો કલોરોફોર્મ લેવાની જરૂર જ નથી. ગમે તેટલી પિડા કે દુઃખ થશે તે હું સહન કરી લઇશ.'

અને આખું ઑપરેશન થતા સુધી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહી.

ઑપરેશન કરનાર સર્જન તથા તેમના સાથીદારો અચંબો પામી કહેવા લાગ્યા કે, ' આવો સહન-શક્તિવાળો દર્દી અમોએ પહેલી જ વાર જોયો છે.'



# વિદ્યાભ્યાસ માટે તમન્ના



સન ૧૯૨૧ના સમયમાં 'સ્વરાજ્યની ચળવળ ચાલેલી તે દિવસો દરમિયાન મોડાસા મુકામે એક ભાષણમાં સરદારશ્રીએ પોતે જ કહેલું છે કે :

'હું નાનપણથી જ જે લોકો સાત હજાર માઈલ દૂર પરદેશથી આપણા પર રાજ્ય ચલાવે છે તેમનો દેશ કેવો હશે તે જોવા અને જાણવાને તરફડિયાં મારતો હતો. હું તો સાધારણ કુટુંબનો હતો: મારા બાપ મંદિરમાં જિંદગી

ગાળતા અને તેમાં જ પૂરી કરેલી 'મારી ઇચ્છા' પૂરી કરવા તેમની પાસે સાધન ન હતું.'

મને માલુમ પડ્યું કે દસ–પંદર હજાર રૂપિયા મળે તો જ વિલાયત જવાય. મને કોઇ એટલા બધા રૂપિયા આપે તેમ ન હતુ મારા એક મિત્રે કહ્યું કે, ઇડર સ્ટેટમાં દરબાર પાસેથી રૂપિયા વ્યાજે મળે તેવો સંભવ છે. એ મિત્રના કાકા ઇડરમા રહેતા તે ઉપરથી એ મારો મિત્ર તથા હું બન્ને ઇડર ગયા અને શેખચલ્લીના વિચારો કરી ગામની પ્રદક્ષિણા કરી પાછા આવ્યા

છેવટે નક્કી થયું કે વિલાયત જવું હોય તો, પૈસા કમાઇને જવું. પછી વકીલાતનો અભ્યાસ કર્યો ને વકીલાતનો ધંધો કરી ખર્ચ જેટલી કમાણી કરી વિલાયત જવાનો નિશ્ચય કર્યો

કોલેજમાં દાખલ થઇ એલ એલ.બી સુધી અભ્યાસ કરવા માટે પણ ખર્ચની સગવડ હતી નહિ તેથી સરદાર-શ્રીએ ઘેર બેઠા વહેલા વકીલ બની શકાય તે માટે ડિસ્ટ્રીકટ પ્લીડરની તે વખતે લેવાતી પરીક્ષામાં બેસવાનો નિશ્ચય કર્યો.

કેટલાક ઓળખીતા–પાળખીતા વકીલો પાસેથી થોડાંક કાયદાનાં પુસ્તકો માંગી લાવી ત્રણ વર્ષ ખંતથી ઘેર બેઠા અભ્યાસ કરી, સન ૧૯૦૦મા ડિસ્ટ્રીક્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી.

સરદારશ્રીની અભ્યાસની કરવાની લગની આવી હતી!



બૅરીસ્ટર થવાની ઘણી જ તમન્ના હતી. સન ૧૯૦૫માં સ્ટીમરની ગોઠવણુ કરી. ટામસ કુક ઍન્ડ સન્સ સાથે ચાલતા પાસપોર્ટ અંગેના પત્ર-વ્યવહારમાંના નામથી એક કવર આવેલું.

આ કવર એમના મોટાભાઈ વિઠ્ઠલભાઇ પટેલના હાથમાં ગયું. તેમણે કહ્યું :

'હું તમારાથી મોટો, માટે મને જવા દો. મારા આવ્યા પછી તમને જવાની તક મળશે પણુ તમારા આવ્યા પછી મારાથી નહિ જવાય.'

સરદારશ્રીએ વિઠ્ઠલભાઇની વાત આદરપૂર્વક સ્વીકારી લીધી અને વિલાયતના રહેઠાણુ દરમિયાનનું બધું ખર્ચ મોકલવાનું પણુ માથે લીધું.

મોટાભાઇને સ્ટીમરમાં રવાના કરી જ્યારે તેઓ મુંબઇથી પરત આવ્યા ત્યારે જ લોકોને ખબર પડી કે વલ્લભભાઇને બદલે વિઠ્ઠલભાઇ બૅરિસ્ટરીના અભ્યાસ માટે પરદેશ ગયા છે.

વિઠ્ઠલભાઇના પરદેશના વસવાટ દરમિયાન સરદારશ્રી તાની કમાણીમાંથી ભાઇને દર મહિને ખર્ચ મોકલતા

અને પોતાનાં ભાભીને તથા ભાભીના ભાઇ–ભાભીને પણ પોતાને ત્યાં પાલવતા

મોટાભાઇ અભ્યાસ કરી, વિલાયતથી પાછા આવ્યા બાદ પાચ વર્ષના સમય બાદ સન ૧૯૧૦મા ઑગસ્ટ માસમા સરદારશ્રી વિલાયત જવા તૈયારી કરી શકયા.

ભાઈ માટેનો કેવો અપૂર્વ સ્નેહ ને કેવો સુંદર ત્યાગ!



# અભ્યાસકાળ દરમિયાન પ્રવૃત્તિ



નડિયાદની હાઇસ્કૂલમાં અભ્યાસકાળ દરમિયાન સરદારશ્રી વિદ્યાર્થીઓના આગેવાન બનેલા અને સાર્વજનિક સ્વરૂપની કેટલીક પ્રવૃત્તિઓમાં ભાગ લીધેલો.

મ્યુનિસિપલ ચૂંટણીમાં શ્રી. મહાનંદ નામના એક શિક્ષક ઉમેદવાર હતા. તેમના પ્રતિસ્પર્ધી દેશાઇ કુટુંબના એક ભાઈ હતા.

અને તેઓ અભિમાનપૂર્વક કહેતા :

'બો, હું માસ્તર સામે હારું તો મૂછ મુંડાવી નાખું.'

સરદારશ્રીએ શાળાના વિદ્યાર્થીઓની મદદથી મતદાર મંડળમા શિક્ષક માટે સારો પ્રચાર શરૂ કરી દીધો જેથી માસ્તર જંગી બહુમતિથી દેશાઇને શિકસ્ત આપી શકયા.

સરદારશ્રી તમામ વિદ્યાર્થીઓના ટોળા સાથે એક હજામને સાથે રાખી દેશાઇને ઘેર ગયા અને મૂછ મુંડાવવાનું કહી આવ્યા આમ અભિમાનીનું અભિમાન તોડાવવા તેઓ હરહંમેશ કટીબધ્ધ રહેતા.

નડિયાદના અભ્યાસકાળ દરમિયાન એક શિક્ષક વર્ગમા વપરાતા પુસ્તકો, કાગળ, પેન્સીલ વિ. સાહિત્ય પોતાની પાસેથી ખરીદવા વિદ્યાર્થીઓને ફરજ પાડતો.

સરદારશ્રીએ તમામ વિદ્યાર્થીઓને સમજાવી એવી ચળવળ ચલાવી કે, જેના પરિણામે શિક્ષકને તેનો ખાનગી વેપાર બધ કરવો પડયો



# કોઠા–વિદ્યા



સરદારના વતન કરમસદમા ગામઠી શાળાના એક શિક્ષક એવા હતા કે જેમને કશું પૂછવા જઇએ તો ગાળ દઇને કહે :

'મને શુ પૂછો છો ? માય–માય ભણો ?'

સરદારશ્રીએ બાલ્યકાળથી આ વાકયને એક ગુ-મંત્ર જેવું બનાવી દીધેલું. પોતાનું બધું ભણતર તેમણે 'માય–માય ભણીને' જ કરેલું.

ગાધીજી જેવા ગુ—મળ્યા ત્યાં સુધીનું આખુંય જીવન પોતાની જ મેળે ઘડેલું જણાય છે, અને જાતે નિરક્ષણ અને પરીક્ષણ કરી પોતે જ પ્રાપ્ત કરેલું છે. તેઓ પોતે આને ' કોઠા–વિદ્યા ' કહેતા.

અનુભવથી મેળવેલી અને કોઠે જડેલી ( એટલે બરાબર પચાવેલી ) એ જ ખરી વિદ્યા ! આવી વિદ્યા તેઓ બાળપણથી ભણતા આવેલા અને વિદ્યાની ઉપાસનામાં તેમણે આખું જીવન સમર્પણ કરેલું.



# વિલાયતમાં વિદ્યાભ્યાસ



સન ૧૯૧૦ના ઓગસ્ટ માસમાં બૅરીસ્ટર થવા માટે કાયદાનો અભ્યાસ કરવા સરદારશ્રી સ્ટીમર મારફત રવાના થયા.

કાયદાની ચોપડાઓ તો વડીલ-બંધુ વિઠ્ઠલભાઈ પાસેથી લઇને સાથે જ રાખેલી હતી. જસ્ટીનિયનનો રોમન-લૉ તો સ્ટીમર માર્સેલ્સ પહોંચે તે પહેલાં પૂરો વાંચી લીધો.

ઇંગ્લેન્ડમા કાયદાની પરીક્ષા લઈ બૅરીસ્ટર બનાવનારી ચાર સોસાયટીઓ—જેને 'ઇન' કહેવામા આવે છે. લિંકન્સ ઇન, ઇનર ટેમ્પલ, મિડલ ટેમ્પલ અને ગ્રેઝ ઇન—

સરદાર બૅરીસ્ટર થવા 'મિડલ ટેમ્પલ'માં દાખલ થયા. તેઓ મોટી ઉમ્મરે અને વકીલાતનો થોડોક અનુભવ લીધા બાદ વિલાયત ગયેલા એટલે અભ્યાસમાં કંઇ કઠિન લાગતું નહિ. તેમણે સ્થિર અને એકાગ્ર–મને ખંતથી કાયદાનો અભ્યાસ શરૂ કરી દીધો

તેમના રહેવાના મકાનેથી 'મિડલ ટેમ્પલ'ની લાયબ્રેરી બારેક માઈલ દૂર હતી. સરદારશ્રી દરરોજ આ અંતર ચાલીને જતા–આવતા. સવારે નવ વાગે પહોંચી છેક સાજના છ વાગે લાયબ્રેરી બંધ થવાના સમય સુધી વાંચનમાં તેમજ મનનમાં મગ્ન રહેતા. બપોરનું ખાણું પણ ત્યા જ લેતા. અને દરરોજના દસથી બાર કલાક વાંચતા.

આમ ખંતથી મહેનત કરી, બાર ટર્મનો કોર્સ છ ટર્મમાં પૂરો વાંચી લઈ આખી પરીક્ષા સન ૧૯૧૨માં પહેલા વર્ગમાં પસાર કરી, પ્રથમ નંબરે આવ્યા અને પચાસ પાઉન્ડનું ઇનામ મેળવ્યું.



# મિત્રો પ્રત્યે હેતસ્વી વર્તન



સરદારશ્રી સ્વભાવે કડક અને ઓછું પણ માર્મિક બોલનારા હતા. તેથી લોકો તેમને લોખંડી પુરુષ, દઢ નિશ્ચયી અને કેટલીક વખત કઠોર હોય એમ માની લેતા.

પણ તેઓ મિત્રો સાથે ઘણી સલૂકાઈથી વર્તતા, પ્રેમાળ શબ્દોથી સંબોધી તેમના મનમાં વિશ્વાસ પેદા કરવાની કુનેહ તેમના જેટલી ભાગ્યે જ કોઇ બીજા નેતાઓમાં જોવા મળતી હશે.

અને મહાત્મા ગાંધીજીએ દર્શાવેલું છે કે :—

'યરવડા જેલમાં સરદાર 'મારી મા' બન્યા હતા.'

ભાવતી વસ્તુ ઘણા જ આગ્રહપૂર્વક મિત્રો અને સાથીઓને ખવડાવવાનું તેમને બહુ જ ગમતું.

જેલમાં પણ બધાને બે વખત ચા તેઓ જાતે જ બનાવી આપે. દરેકને માત્ર એક જ પ્યાલો નહિ, પણ ફરીથી વધારે ચા પીવી જ પડે. નાસ્તા માટે ભિન્ન-ભિન્ન વાનગીઓ તૈયાર કરાવી અથવા મંગાવીને જાતે જ આગ્રહપૂર્વક પીરસે અને જમાડે એવો સ્નેહાળ સ્વભાવનો પરિચય ઘણા નેતાઓને થયેલો છે.

# અભિમાન તોડવાની આદત



સરદારશ્રી જ્યારે અમદાવાદમાં વકીલાત કરતા હતા તે સમયમા એક અગ્રેજ મૅજીસ્ટ્રેટ હતા. તેઓ ઘણા તુમાખી સ્વભાવના હતા અને ઘણા સારા સારા વકીલોનું પણ અપમાન કરતા.

સાક્ષીઓને શરમમાં મૂકવા તથા કંઈક મજાક ખાતર કેસમાં જુબાની લેતી વખતે તે સાક્ષી સામે અરીસો રખાવતા, અને તેમાં જોઇને જુબાની આપવા ફરજ પાડતા.

સરદારશ્રીને આ મેજીસ્ટ્રેટ રૂબરૂ દલીલ કરવા એક કેસમાં હાજર થવું પડેલું ત્યારે તેમણે તરત જ કહ્યું કે :

'આ અરીસો સામે રાખીને જુબાની લેવાય છે તે વાતની નોંધ કરો !'

મેજીસ્ટ્રેટે સ્વભાવ મુજબ તરત જ ના પાડી.

—ને સરદારશ્રીએ પણ તેટલી જ ઝડપથી જણાવી દીધું કે :—

'હું અહીંયાં સાક્ષીઓ રજૂ કરવા માંગતો નથી. પણ સાક્ષીઓનાં નામ બંધ પાકીટમાં લખું છું તે હું ઉપલી કોર્ટમા રજૂ કરીશ.'

—મેજીસ્ટ્રેટ ઘણો શરમિંદો પડી ગયો અને ત્યાર બાદ સરદાર પ્રત્યે માનથી જોવા લાગ્યો.

# સામાજિક કૂરિવાજો પ્રત્યે ઘૃણા



સરદારશ્રીનાં લગ્ન એમની અઢાર વર્ષની ઉમ્મરે શ્રી. ઝવેરબાની સાથે થયેલાં. તેઓ સમજણા થયા ત્યારથી પાટીદાર–કોમમાં પ્રવર્તતા, પહેરામણી વિગેરેના રિવાજો પ્રત્યે તેમને ભારે ઘૃણા હતી.

તેઓ આ તિરસ્કાર ભાષણો દ્વારા કે સુધારાનો ઉપદેશ આપીને વ્યક્ત ન કરતા. પરંતુ સામાના દિલમાં સોંસરો પેસી જાય તેવાં કટાક્ષો અને લાક્ષણિક વચનોથી દર્શાવતા.

કોઇની પહેરામણી આવ્યા–લીધાની વાત નીકળે ત્યારે તેઓ તેમની પાટીદારીયા ભાષામાં પૂછતા :

'એ આખલાના કેટલા ઊપજ્યા? પાંચ હજાર કે સાત હજાર?'

સગાં–સ્નેહીના દિકરા–દીકરીઓની સગાઇ વખતે પહેરામણી ઠરાવવાની સાથે તો તેઓ કહેતા :

'આ બધી ભાજગડ કરવા કરતાં એ છોકરાને વડોદરાની શુક્રવારીમા જ ઊભો રાખો ને?'

આવા માર્મિક કટાક્ષોની અસર ઘણી વાર સફળ બનતી અને ભાંજગડો તરત જ સમેટાઇ જતી....



# અસ્પૃશ્યતા નિવારણ



બોલવા કરતા પ્રત્યક્ષ પોતાના આચારથી કામ કરી બતાવવાની સરદારશ્રીની આદતનો એક સ્પષ્ટ દાખલો કાઠિયાવાડમા રાજકીય પરિષદ વઢવાણ મુકામે મળેલી ત્યારે સૌને જાહેર રીતે જોવા મળેલો.

કોંગ્રેસે અસ્પૃશ્યતા નિવારણનો ઠરાવ તો પસાર કરેલો હતો, પણ અંત્યજ–હરિજન શબ્દ તે વખતે પ્રચલિત થયો ન હતો. જાહેર પ્રજાની તેમના પ્રત્યેની

લાગણી હજી બદલાઇ ન હતી. ખૂદ પરિષદમાં અસ્પૃશ્યે માટે બેસવાની અલગ જગા રાખવામાં આવી હતી

એક સ્વયંસેવક અંત્યજ પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોને બીજાઓને ન અડવા અને તેમને માટે અલગ રાખેલા સ્થાને બેસવા સૂચના આપતા હતા.

અંત્યજ ભાઈઓ પણ 'હા, બાપુ! હા.' એમ બોલી નમ્રતાથી તેમની સૂચનાનો અમલ કરતા હતા.

સરદારશ્રી આ દૃશ્ય સાંખી શક્યા નહિ. તેઓ પોતાના સ્થાનેથી ઊઠીને અંત્યજ–હરિજનોની વચમાં જઈને બેઠા.

થોડી જ વારમાં પૂજ્ય દરબાર ગોપાલદાસ અને શ્રીમતી ભક્તિલક્ષ્મી તેમની સાથમાં જઇને બીરાજ્યાં. અને એક જ ક્ષણમાં હરિજનો માટે રાખેલા અલગ વિભાગ સૌના આકર્ષણનું કેન્દ્ર બની ગયો.

બોલવા કરતાં આચરણથી સિદ્ધ કરવાની કેવી અજાયબ યુક્તિ–કેવી અજબ નિષ્ઠા!

☆

# ધંધામાં એક-નિષ્ઠા



સરદારશ્રીએ વકીલાત શરૂ કર્યા પછીથી ઘણા જ ટૂંક સમયમા ખૂબ પ્રતિષ્ઠા મેળવી અને અસીલોને આકર્ષી શકયા. તેનું મુખ્ય કારણ એ છે કે, તેઓ પોતાના કેસમા ખંતથી ઝીણામાં ઝીણી વિગતોનો પાકો અભ્યાસ કરી, સામા પક્ષના સાક્ષીઓને ઊલટ-તપાસમા તોડી પાડવામા કુશળ હતા. તે કુનેહ વાપરી ખૂબ સુંદર રીતે જૂઠાની ઝાટકણી કાઢવા તેઓ હર-હમેશ પ્રયત્નશીલ રહેતા

તેઓ દલીલો હંમેશા ટૂંકી, પણ મુદ્દાસર અને સચોટ તથા માર્મિક ભાષામાં કરતા. કેસ જલદી પૂરો કરવા તરફ તેમનું હંમેશાં લક્ષ રહેતું. આધુનિક વકીલો માફક એક યા બીજા બહાને મુદત પડાવી કેસ લંબાવવાની તેમની પ્રવૃત્તિ કદી થઈ નથી પોતાના અસીલનો કેસ જોખમાય એવો વિલંબ કદી પણ તેમણે કર્યો નથી.

સન ૧૯૦૯માં જ્યારે તેમનાં પત્ની શ્રીમતી ઝવેરબા કામા હૉસ્પિટલમાં દાખલ થયેલાં ત્યારે તેઓ એક અગત્યના કેસ અંગે આણુંદ આવ્યા હતા

કોર્ટમાં કેસ ચલાવતા હતા ત્યાં જ ઝવેરબા ગુજરી ગયાના સમાચારનો તાર મળ્યો. આવા દુઃખદ પ્રસંગે પણ સરદારે ઊલટ–તપાસ ચાલુ રાખી અને દૃઢતાથી કાળજીપૂર્વક પૂરી કરી.

સાંજે જ્યારે કોર્ટનું કામ પૂરું થયું ત્યારે જ તેમણે આ સમાચાર મિત્રોને કહ્યા. મન કઠણ રાખી એક–નિષ્ઠાથી ફરજ અદા કરવાની કેવી અજબ તત્પરતા!

✲

# સત્ય માટે જ આગ્રહ



સત્યાગ્રહી તરીકેની સરકાર સામેની તમામ લડતોમાં સરદારશ્રી ગાંધીજીના પટ્ટ–શિષ્ય અને સાચા અનુયાયી બની સત્યને માટે જ અને કેવળ સત્યને અને ન્યાયને માટે જ લડત ચલાવતા.

તેમના સિદ્ધાંત પ્રમાણે સત્યાગ્રહીએ પોતાનાં સ્વમાન અને નીતિ જાળવીને બને તેટલી તમામ સગવડ વિરોધ પક્ષને પણ આપવી જોઇએ અને તેમની પણ અગવડ શક્ય તેટલે અંશે દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

સાચો સત્યાગ્રહી પ્રતિપક્ષીઓનું અપમાન કરવામાં કે ડીંડવાણું ઊભું કરવા માટે કદી પણ ઝંખના રાખતો નથી. સત્યાગ્રહનો વિજય પ્રતિપક્ષીને નમાવ્યા પરથી તારવવાનો નથી, પણ સત્ય કેટલું આગળ આવ્યું, લડનારાઓની કેટલી સંખ્યા થઇ, કેટલું આત્મબળ પ્રજાએ કેળવ્યું અને સત્યાગ્રહીમાં કેટલો આત્મવિશ્વાસ પેદા થયો તે પરથી જ કલ્પી શકાય. તેથી તેમની તમામ લડતોમાં, વિશેષ કરીને ગાંધીજીના ચીંધેલા માર્ગે ચાલતી અહિંસાત્મક લડતોમાં વાટાઘાટો, ચર્ચાઓ અને કૉલ-કરારને હમેશાં માનભર્યું સ્થાન તેઓ આપતા.

અને વિરોધીઓમાં પણ જે સારું હોય તેની કદર કરતા. નાગપુરમાં તેમની સરદારી નીચે ચાલેલા સત્યાગ્રહમાં જ્યારે કેટલાક સ્થાનિક કાર્યકરો સરકાર સાથે લડત ચાલતી હોય ત્યારે વિષ્ટી ચલાવવી કે ચર્ચાઓ કરવી તે શરણે જવા જેવું છે અને અસહકારનો ત્યાગ થાય છે એમ માની ચળવળ વિષે શંકાઓ કરતા ત્યારે તેમણે સાફ સાફ જણાવી દીધું કે :

'સાચો સત્યાગ્રહી સ્વમાન સાચવીને સમાધાન માટે હંમેશા ઝંખતો હશે!'

આવી નીતિથી તમામ પક્ષોનો તેઓ વિશ્વાસ સંપાદન કરી નાગપુરની લડતને સફળતા અપાવી શકયા.



# મ્યુનિસિપાલિટીના પ્રમુખપદે



સન ૧૯૨૪માં કૉંગ્રેસમાં રાજદ્વારી વાતાવરણ સ્થિર ન હતું. કૉંગ્રેસમાં પણ બે પક્ષો હતા. ગુજરાતમાં તો ગાંધીજીની અસરને લીધે તેમજ બોરસદ તથા ખેડામાં થયેલા સત્યાગ્રહોને લીધે આંદોલનો ચાલુ હતાં. છતાં પણ લોકોમાં સ્વરાજના મુદ્દા પર વધુ જાગૃતિ સંગઠન પેદા કરવાની ખાસ આવશ્યકતા હતી. જેથી એવો નિર્ણય લેવાયો કે, રાજકીય નેતાઓએ મ્યુનિસિ-

પાલિટી જેવી જાહેર હિતની સંસ્થાઓમાં જોડાઈ રચનાત્મક કાર્ય દ્વારા લોકોમાં વિશ્વાસ પેદા કરવો અને લોકસેવામાં પ્રજાનો રસ પેદા કરવો.

આ નીતિને અનુસરીને પંડિત જવાહરલાલજી અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીમાં, ડૉ. રાજેન્દ્રપ્રસાદ પટણાની મ્યુનિસિપાલિટીમાં, સરદારશ્રી પટેલ અમદાવાદ મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓમાં ઊભા રહ્યા. અને જે–તે સ્થળોની મ્યુનિસિપાલિટીના પ્રમુખો બની કામકાજ સંભાળવા લાગ્યા.

સરદારશ્રીના પક્ષોએ કુલ ૪૮માંથી ૩૫ બેઠકો જીતી.

અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં સરદારશ્રીએ નિડરપણે અને ઘણી બાહોશીથી કામ ચલાવ્યું.

અમદાવાદના અનેક સાંકડા અને ગલી–કુંચીવાળા માર્ગોમાં આજ–રોજનો રીલિફ-રોડ અથવા તિલક માર્ગ–વિશાળ માર્ગ સરદારશ્રીની મ્યુનિસિપાલિટીના પ્રમુખ-

પદેથી થયેલા અનેકવિધ કાર્યોનું એક જ્વલંત ઉદાહરણ છે. તેમણે તેમના વહીવટ દરમિયાન મ્યુનિસિપાલિટીના વહીવટ માટે ઘણા મહત્ત્વના સિદ્ધાંતો સ્થાપિત કર્યા.

જેવા કે :—

૧. મ્યુનિસિપાલિટીનો કારોબારી વહીવટ ચલાવતી તમામ સમિતિઓમાં ચૂંટાયેલા જ સભ્યો હોવા જોઇએ.

૨. કેળવણીખાતાનો કારભાર સંપૂર્ણપણે મ્યુનિસિપાલિટીએ ચલાવવો જોઇએ. તે માટે પૂરતી શાખાઓ ખોલવી જોઇએ.

૩. શહેરમાં અદ્યતન ઢબની હૉસ્પિટલો સ્થાપવી જોઇએ.

૪. પાણીના પુરવઠા માટે, ગટરો માટે, રસ્તા પહોળા કરવા માટે અને જાહેર રસ્તા પર લાઇટ માટે સંપૂર્ણ વ્યવસ્થા મ્યુનિસિપાલિટીએ કરવી જોઇએ.

૫. મ્યુનિસિપાલિટીનો વહીવટ લોકોની ભાષામાં ચાલવો જોઇએ.

૬. હરિજન કર્મચારીઓ માટે રહેવાનાં મકાનો મ્યુનિસિપાલિટીએ બાંધવાં જોઇએ.



# રેલ સંકટના સમયે



સન ૧૯૨૭માં ગુજરાત–કાઠિયાવાડમાં છેલ્લા પચાસ વર્ષમાં ન થયેલ હોય તેવો મૂશળધાર વરસાદ થયો. તા ૨૩મી જુલાઈને શનિવારે રાત્રે શરૂ થયેલો વરસાદ તા. ૨૯મી ને શુક્રવારે બંધ થયો.

અમદાવાદની વાર્ષિક વર્ષા ત્રીસ ઇંચની ગણાય છે, જ્યારે આ અઠવાડિયામાં એક–સામટું બાવન ઇંચ પાણી

પડ્યું અને આખા ચોમાસામાં કુલ સિત્તેર ઇંચ પાણી પડેલું.

આ અતિવૃષ્ટિ સાથે ભયંકર વાવાઝોડાનું તોફાન ચાલુ હતું જેથી એકલા અમદાવાદ શહેરમાં હજાર ઉપરાંત ઘરો જમીનદોસ્ત બન્યાં હતાં. તાર–ટપાલ, રેલ્વેના વ્યવહારો ખોરવાઈ ગયા હતા. અનેક મકાનો પડું–પડું હાલતનાં બની ગયા હતાં મજૂરો અને ગરીબ લોકોના લત્તાઓ પાણીમા ડૂબી ગયા હતા. શહેરમાં હજારો માણસો ઘરબાર વિનાનાં થઈ હતાશ બની ગયાં હતાં. પાણીનો નિકાલ ન થાય તો વધુ કેવી પરિસ્થિતિ સર્જાત તે ઇશ્વર જાણે!

સરદારશ્રીએ સતત ચાર દિવસ શરીરે પલળીને, અને ભીને કપડે, શહેરના ખૂણે–ખૂણે ઘૂમી, સમય–સૂચકતા વાપરી, શ્રી.ગોરે જેવા બુદ્ધિશાળી ઇજનેરોને સાથે રાખી, તનતોડ મહેનત કરી, પાણીનો નિકાલ કરાવ્યો ને બેહોશ બનેલી પ્રજાને આશ્વાસન તથા હિંમત રાખવા કહ્યું.

આ અતિવૃષ્ટિના કારણે નિરાધાર બનેલા લોકોના સંકટ–નિવારણાર્થે તેમણે મદદ કરવાનું આરંભી દીધું.

મંદિરોમાં, અપાસરાઓમાં પણ મુસલમાનોને આશરો અપાવ્યો ગુજરાત પ્રાંતિક સમિતિએ તરત જ પાંચ લાખનું ખર્ચ કર્યું અને વધુ રાહત માટે શાહુકારોની મદદ માગી.

મુંબઈની સેન્ટ્રલ ફ્લડ રીલિફ કમિટી જેવી અનેક સંસ્થાઓ પાસેથી મદદ મેળવી, રૂા ચાલીસ લાખ ઉપરાંતની મદદ જાહેર જનતાને અને ગરીબોને માટે કરવામાં આવી.

આ ઉપરાત આખા ખેડા જિલ્લા માટે સમિતિએ અનાજની દુકાનો ખોલી ને બજાર કરતાં પચીસ ટકા કમી–ભાવે અનાજ પૂરું પાડવાની વ્યવસ્થા કરી. અને ખેડૂતોને પણ અનાજ, બિયારણ, દવાઓ તથા કપડાં છૂટથી વહેંચવામાં આવ્યાં. અનેક ધનાઢ્ય દાનવીરોએ આ પ્રસંગે સરદારશ્રીની પ્રેરણાથી મદદ કરી, ગરીબોને માટે કામચલાઉ રાહત–કાર્ય કરી, આ મહાન સંકટમાંથી તેમને ઉગારી લીધેલાં.



## બારડોલીમાં સત્યાગ્રહ



સન ૧૯૨૮માં સુરત જિલ્લાના બારડોલી તાલુકામાં સરદારશ્રીની આગેવાની નીચે સમગ્ર તાલુકાના ખેડૂત-ભાઈઓએ સરકારને જમીન મહેસૂલના વધારા સામે પડકાર કરી આંદોલન ચલાવ્યું.

સરકારે તેમની જમીનો, ઘરબાર, ઢોર, રાચ-રચીલું, હરાજ કરી, પાણીની કિંમતે વેચીને તેમજ સતામણીથી દબાવીને મહેસૂલ વધારો લેવા યત્ન કર્યો. પણ લોકોનો અનેરો ઉત્સાહ અને વ્યવસ્થિત સત્યાગ્રહ જોઈસરકારને છેવટે આ વધારો પડતો મૂકવો પડેલો.

પ્રથમ તો સરદારશ્રીએ સરકારે ૧૮૯૬થી ચાલતી આવતી જમાબંધીમાં પચીસ ટકા વધારો કરીને અને કેટલાંક ગામોને નીચલા વર્ગમાંથી ઊપલા વર્ગમાં મૂકી ત્રીસ ટકા જમીન મહેસૂલ વધારેલું હતું તે અન્યાયી અને ઊપજમાં થતા ખર્ચનો વિચાર કર્યા સિવાય મનસ્વી રીતે ઠરાવેલું હતું એમ આંકડાઓ પરથી ને ખેડૂતોના જવાબો પરથી સાબિત કરવા પ્રયત્ન કર્યો.

આકારણી અમલદારે સ્થળે જઇને ખાત્રી કરેલી ન હતી એમ પણ ઘણા કિસ્સાઓમાં સાબિત થયું. સરકારની વાત અન્યાયની છે, તેની સામે થવું એ એક મુખ્ય ધર્મ છે. સરકાર તેનું પાશવી બળ વાપરી દમન કરે તો, દુઃખ સહન કરીને પણ સામનો કરવો એમ આખા જિલ્લાના લોકોએ નિશ્ચય કર્યો.

જપ્તીઓ થઇ. જમીનો ખાલસા થઈ પણ ખેડૂતોએ નમતું ન જોખ્યું. બ્રિટિશ સરકારની પ્રતિષ્ઠા ઉઘાડી પડી અને આખરે સમાધાન થયું.

આ સમાધાનની વાત દેશમા વિજળીની જેમ ફેલાઇ ગઇ, આખા દેશના યુવકોમા નવો ઉત્સાહ ફેલાયો.

સરદારને આ સમયે અભિનંદનના ઘણા તારો મળ્યા.

આં સત્યાગ્રહની સફળતાનો સર્વ યશ સરદારશ્રીની નેતાગીરીને ફાળે જાય છે !



# સાચા સરદાર



બારડોલીના સત્યાગ્રહની લડત વખતે વલ્લભભાઈનું નામ 'ખેડૂતોના સરદાર' પડ્યું. કોઈકે કહ્યું અને સર્વેએ એ બિરુદ ઊપાડી લીધું. કેમ ન ઊપાડે? ખરે! હિંદના ખેડૂતો કેવાં કષ્ટો ખમી ખેતી કરે છે? ખેડૂતો પર ક્યાં-ક્યાંથી કેટ-કેટલાં સંકટો આવે છે તેનો સાચો અનુભવ મેળવી ખેડૂતોના પ્રશ્નો ન્યાયી રીતે રજૂ કરનાર બીજું કોણ હતું?

જ્યાં એંશી હજાર સ્ત્રી-પુરુષો ને બાળકો સુસંગઠિત વિરોધ કરવાની અડગ વૃત્તિથી બેઠેલાં હોય અને જપ્તી

રવા આવનાર અમલદારને એક હજામ મેળવવા માટે
ણુ રખડવું પડે તેવી શિસ્તબદ્ધ યોજના બારડોલી સિવાય
બીજે ક્યાં થઇ હતી ?

અમલદારોને કાદવમાંથી મોટર કાઢવા કે જમીનની
રાછ માટે સાદ પાડવા ભંગી પણ જેની પરવાનગી
સેવાય ન મળી શકે તેવું સંગઠન કરનાર વીર નરને
સરદાર 'નું ઉપનામ અપાયું તે સર્વથા યથાર્થ છે અને
અમર રહેશે જ.

આ સાચા સરદારને 'પરાયો' 'લોકોના ઉપર
જીવનાર ચળવળીઓ' એવાં એવાં કુ-વચનોથી ભાંડનાર
અનેક સરકારી પેપરોએ પાછલા વર્ષોમાં શ્રી.વલ્લભભાઇને
દેશના 'સાચા સરદાર' તરીકે બિરદાવ્યા છે.

આવા સરદારને અમારા સહસ્ર વંદન....

# સાચા રાજનીતિજ્ઞ



સન ૧૯૩૬ના ડીસેમ્બર માસમા ફૈજપુર મુકામે પંડિત જવાહરલાલના પ્રમુખપદે મળેલ કોંગ્રેસ-અધિવેશન વખતે જ સરદારશ્રીએ આવતું અધિવેશન

તે કોંગ્રેસના રસોડે ગાયનું ઘી, દૂધ અને દહીં પૂરું પાડી શકાય તે માટેની તમામ જવાબદારી પોતાને શીરે ઊઠાવી લીધી.

આ અગાઉ કોંગ્રેસનો સંદેશો ત્રણ કરોડ મતદારોને પહોંચાડવા અને નવીન મતાધિકાર વિષે સમજાવવા તથા લોક–કેળવણી દ્વારા પ્રચાર કરવા તેઓ આખા હિંદુસ્તાનમાં ફરી વળ્યા. કોંગ્રેસી કાર્યકરોમાં કડક શિસ્ત ને એકધારો અંકુશ અપનાવવામાં જે કૌશલ્ય બતાવેલ હતાં તેથી દરેક જિલ્લાના લોકોનો પ્રેમ તથા સહકાર તેઓ સફળતાપૂર્વક મેળવી શકયા હતા.

અને આ જ કારણે તેઓએ હરિપુરા કોંગ્રેસ વખતે કોંગ્રેસની દેશી રજવાડાં પ્રત્યેની નીતિમાં ધરખમ ફેરફાર કરાવ્યો. જે પાછળથી ઘણી જ આવકારદાયક ને દેશની સુરક્ષા માટે લાભદાયી નિવડી છે.

અત્યાર સુધી કોંગ્રેસની તમામ ચળવળ બ્રિટિશ હુકૂમત નીચેના પ્રદેશોમાં ચાલતી. દેશી રાજ્યોમાં સ્થાનિક મંડળો હતા, તેમને કેટલીક વખત કોંગ્રેસી કાર્યકર્તાઓ

અંગત સંબંધના કારણે માર્ગદર્શન આપના પણ આવાં મંડળો કોંગ્રેસ સાથે જોડાયેલાં ન હતા.

કોંગ્રેસને પણ એ બીક હતી કે, ઠાકોરો સાથે અથડામણમાં આવે તો કોંગ્રેસને પ્રતિષ્ઠાને ખાતર પણ તેમાં પડવું જ પડે

આ હરીપુરા કોંગ્રેસ વખતે દેશી રાજ્યોમાં ચાલતી સંસ્થાઓ અંગે કોંગ્રેસ કારોબારીએ પોતાના વલણમાં સરદારના આગ્રહથી જ ફેરફાર કર્યો અને કોંગ્રેસે દેશી રાજ્યોમાથી વર્તમાન રાજકીય સંસ્થાઓએ કોંગ્રેસ કારોબારીની સૂચના પ્રમાણે અને તેના અંકુશ નીચે કામ કરવું. જો કે, ગાંધીજી તો એટલે સુધી કહેતા હતા કે, દેશી રાજ્યોનો અંદરોઅંદર અત્યારે ચળવળ ઊપાડવાને બદલે ત્યાના કાર્યકર્તાઓએ ફક્તરચનાત્મક કાર્યો કરવા જોઇએ.

પરંતુ કારોબારીના ઉપરોક્ત ઠરાવથી દેશી રાજ્યોમાના કાર્યકર્તાઓને સારો સંતોષ થયો, કોંગ્રેસ તરફથી

માર્ગદર્શન મળતુ થયું, લોકોમા જાગૃતિ આવી ને દેશી રજવાડાઓના વિલીનીકરણ વખતે પ્રજાનો સાથ કોંગ્રેસને વિના સંકોચે વણમાગ્યો મળી રહ્યો

સ્વરાજ્ય મેળવ્યા બાદ દેશી રજવાડાઓના વિલીનીકરણ વખતે જુદા જુદા રાજવીઓ સાથેના કરારો કરવામા તથા ભિન્ન–ભિન્ન પ્રકારનો પ્રજાઓએ સ્થાનિક રાજવીઓના અન્યાયી વહીવટ સામે જ્યારે જ્યારે પોકારો કરેલા ત્યારે ત્યારે સરદારશ્રીએ જે માર્ગદર્શન આપ્યુ છે તેનો ઇતિહાસ ઘણો લાબો છે વડોદરા, લીંમડી, ભાવનગર, રાજકોટ વિગેરે સ્થળોએ ચાલેલી ચળવળોમા સરદારશ્રીના માર્ગદર્શન વગર સફળતા મળવી મુશ્કેલ હતી.

દેશી રાજ્યોનો પ્રશ્ન સરદારશ્રીએ ગૃહમંત્રીનો હોદ્દો સંભાળ્યા બાદ પણ જે કુનેહ અને ડહાપણથી ઊકેલ્યો છે અને ચોમેર વિરોધી સૈન્યોથી ઘેરાયેલું ભારત આજે પણ અંદરના રાજવીઓ તરફથી કોઇ પણ પ્રકારની બીક

રાખ્યા સિવાય, નિર્ભય રીતે બેઠું છે તે માટે સમગ્ર ભારત દેશ સરદારશ્રીનો ઋણી છે.

એ જ સરદારશ્રીની રાજનીતિજ્ઞતાનો સબળ અને અમર પુરાવો છે!



## પરાક્રમી પુરુષ

••••••••••••••••••••••••••••••••••••••••••••

—નાનપણથી નિડર,

—કિશોર-અવસ્થામા વિદ્યાભ્યાસ માટે અથાગ તમન્ના રાખનાર,

—ભાઇઓ તથા સ્નેહીઓ પ્રત્યે પર હેતન્વી,

—મહાત્મા ગાધીજીના પટ્ટશિષ્ય,

—અનેક સત્યાગ્રહોના સફળ સંચાલક,

—જેલને મહેલ માનનાર,

—ઇશ્વરમા અચળ શ્રદ્ધા રાખનાર.

—દેશી રજવાડાઓનું ભારત સાથે બુદ્ધિપૂર્વક વિલિનીકરણ કરનાર,

—આઝાદ ભારતના પહેલા ગૃહમંત્રી બની દેશનું સુકાન દિપાવનાર !

× × ×

<u>પરાક્રમી પુરુષ</u>

—સરદારશ્રી વલ્લભભાઇ પટેલને....

—ભારતની જનતાના લાખો વંદન....



# સ્વરાજ્ય



ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખપદેથી તા. ૩૦, મે ૧૯૧૯ના રોજ આપણે કેવું સ્વરાજ્ય મેળવવું છે તે વિષેના ઉદ્‌ગારો :—

'આપણે એવું સ્વરાજ્ય ઇચ્છીએ છીએ કે, જેમાં સૂકા રોટલાના અભાવે સેંકડો માણસો મરતાં નહિ હોય; પરસેવો પાડી પકવેલું અનાજ ખેડૂતોના છોકરાઓના મોંમાથી કાઢી, પરદેશ ઘસડી જવામાં આવતું નહિ હોય,

જેમાં પ્રજાને વસ્ત્ર સારું પારકા દેશ પર આધાર રાખવો પડતો નહિ હોય.

થોડા પરદેશીઓને સગવડ કરી આપવાની ખાતર રાજકારભાર પરદેશી ભાષામાં ચાલતો નહિ હોય, આપણા વિચાર અને શિક્ષણનું વાહન પરદેશી ભાષા નહિ હોય, રાજ્યનો કારભાર આભ અને ધરતી વચ્ચે પૃથ્વીની સપાટીથી સાઇઠ હજાર ફૂટ ઊંચેથી નહિ ચાલતો હોય..

સ્વરાજ્યમાં દેશના રક્ષણ માટે દેશને ગીરો મૂકી, દેવાળુ કાઢવા વખત આવે એટલું લશ્કરી ખર્ચ નહિ હોય. સ્વરાજ્યમાં આપણું લશ્કર પેટિયું નહિ હોય, તેનો ઉપયોગ આપણને ગુલામ બનાવવામાં અને બીજી પ્રજાઓની સ્વતંત્રતાનો નાશ કરવામા નહિ થતો હોય.

મોટા અમલદારોના અને નાના નોકરોના પગારની વચ્ચે આભ-જમીન જેટલું અંતર નહિ હોય, ઇન્સાફ અતિશય મોંઘો અને અશક્ય જેવો નહિ હોય.

અને સૌથી વિશેષ તો એ છે કે, આપણું સ્વરાજ્ય હશે ત્યારે આપણે આપણા પોતાના દેશમાં તેમજ પરદેશમાં જ્યાં ને ત્યાં હડે-હડે નહિ થતા હોઈશું.

# આદર્શ ગામ



તા. ૧૮-૧૨-૧૯૨૮ના ગેજ સ્વરાજમાં આદર્શ ગામ એ વિષે એમના તા. ૫મી લમાણા ગામે આપેલા ભાષણમાંથી :—

તેને આવડતી નથી. જેમ બળદ ફાવે તે રીતે પોદળો કરે છે, તેમ એનું છે તે પોતાનું સોનાનું ખાતર વેડફી મારે છે અને ગંદકીમા રિબાય છે.

આદર્શ ગામમા ખેડૂત ખાડા કરી ખાતર સંઘરે, ઢોરનુ મૂતર પણ ખાડામા સચવાય એમ કરે, ખાડા પર પાટિયા મૂકી તેના ઉપર પાયખાનું ગોઠવે અને સોનાનું ખાતર ગુમાવી ન દે, એ કળા જાણનાર ખેડૂતના ગામમા ગંદકી ન હોય, માખીનું નામ ન હોય. ઇશ્વરે આટલી છૂટી જમીન આપી છે, ખુલ્લી હવા અને સુંદર પ્રકાશ આપ્યો છે, ત્યા ખેડૂત શા માટે નરકવાસ ભોગવે? તેણે તો સ્વર્ગ–સમાન ગામ બનાવવું જોઇએ

આદર્શ ગામમાં તો ખેડૂતના આંગણામાં પાણીનો છંટકાવ કરેલો હોય, ને એમની સ્ત્રીઓએ ત્યા ગુલાબના છોડ વાવ્યા હોય. આજે તો આંગણામાં બાળકોને પાયખાને બેસાડે છે અને તેના ઉપર માખી બેસે છે અને એ જ માખી તેના ઓરડામાં જાય છે

આ આદર્શ ગામમા પોતાની સ્ત્રીઓનું ખેડૂત માન રાખતા હોય, તેમના પ્રત્યે પ્રેમ રાખતા હોય, તે આ સંસારની ભાગીદાર ગણાતી હોય!'



# પશ્ચિમના સુધારા



પશ્ચિમના દેશોમાં થયેલા સુધારાઓનું અને રાજકીય ફેરફારોનું આંધળું અનુકરણ ભારતને અનુકૂળ નથી. તે વિષે સરદારશ્રીએ જણાવેલું છે કે :—

'કેટલાક પશ્ચિમના સુધારાના પૂજારી છે, તેઓ રેંટિયામાં દેશને દોઢસો વરસ પાછા લઈ જવાનો ડર દેખી રહ્યા છે. પશ્ચિમનો સુધારો જગતની અશાંતિનું મૂળ છે, એ તેઓ જોઈ શકતા નથી. રાજાપ્રજા વચ્ચે કલેશ કરાવનાર, મોટી મોટી સલ્તનતોના ભૂક્કા ઊડાવનાર, મહાન

રાજ્યોને ગ્રહોની માફક અથડાવી પૃથ્વીનો પ્રલય આણનાર, માલિકો અને મજૂરો વચ્ચે જાદવાસ્થળી મચાવનાર પશ્ચિમનો સુધારો શેતાની શસ્ત્રો અને સામગ્રી ઉપર રચાયેલો છે. તે સુધારાનો વંટોળીયો આખા જગત ઉપર જોસભેર ફેલાતો જાય છે, તે વખતે એકલું હિન્દુસ્તાન તેની સામે અડગ રહી, પોતાનો અને બને તો જગતનો બચાવ કરવા ઇચ્છે છે પશ્ચિમનો સુધારો હિંદમા દાખલ કરવા ઇચ્છનારાઓની પાસે તે સુધારાને બચાવવાની શી સામગ્રી છે ? હિંદુસ્તાન એ સુધારાની પાછળ દોડતાં હમેશા પાછળ જ રહેવાનું તે આ ભૂમિને અનુકૂળ નથી જ, અને આત્મબળને પૂજનાર હિન્દુસ્તાન એ શેતાનના તેજમાં કોઇ દિવસ તણાવાનું પણ નથી.'



# ગાંધીજીની ગિરફતારી



તા. ૧૦મી માર્ચ ૧૯૨૨ના રોજ રાત્રે દસ વાગે સાબરમતી આશ્રમમાથી ગાધીજીને ગિરફતાર કરવામા આવેલા અને તા. ૧૮મી માર્ચે તેમનો કેસ ચાલ્યો અને એમને રાજદ્રોહી ઠરાવવામાં આવ્યા.

તે પ્રસગે ગુજરાતની પ્રજાને ઉદ્દેશી સરદારશ્રીએ જણાવેલું કે :—

'બ્રિટિશ સિંહને આજ સુધીમાં હિંદુસ્તાને અનેક શિકારનો ભોગ ધરાવ્યો છે, પણ આવો પવિત્ર શિકાર મળવાનું ભાગ્ય તો એના માટે આ પહેલું જ છે અને એ જીરવવો કંઈ સહેલ નથી.

સને ૧૯૧૯ના એપ્રિલમાં અગાઉ એકવાર તેણે આ શિકાર સારુ પોતાનો પંજો નાખેલો, પણ જેવો નાખ્યો તેવો જ છોડી દેવો પડેલો. આ વખતે તો આપણે સિંહને સારી પેઠે છંછેડેલો છે, તેની આંખો ગુસ્સાથી વિકરાળ છે, કેટલાક દિવસ થયાં તે પોતાની કેશવાળી ફફડાવી રહેલ છે.

પરંતુ હિંદુસ્તાનના ઋષિ–મુનિઓએ પોતાના તપોબળથી સેંકડો વિકરાળ સિંહોને ઘેટાંથીય ગરીબ બનાવી મૂકયાં છે. તે જ પ્રમાણે આ સિંહ પણ વહેલો કે, મોડો આ મહા પુરુષના તપોબળ આગળ બકરી બની રહેવાનો છે એ વિષે શંકા નથી.

ગુજરાતને માથે ભારે જવાબદારી છે અને ગુજરાતની પરીક્ષાનો વખત હવે શરૂ થયો છે. અત્યારે આપણો ધર્મ શો છે તે ગાંધીજીએ પોતે ચોખ્ખે–ચોખ્ખી રીતે બતાવી દીધું છે. એમના પ્રત્યેની આપણી લાગણી બતાવી

આપવાનો ખરો રસ્તો એમના નામની 'જે' બોલાવવાનો કે એમના દર્શનને માટે દોડાદોડ કરવાનો નહિ, પણ એમણે દોરી આપેલા ચતુર્વિધ પ્રજાકીય કાર્યક્રમને પાર ઊતારવામાં સૌએ પરોવાઈ જવાનો છે.

આખું હિંદુસ્તાન એમને ભલે, ઝટ ન સમજી શકે, પણ ગુજરાત કે, જ્યાં એમણે પોતાનું જીવન પ્રત્યક્ષ રેડ્યું છે તેણે તો એમના કાચસમા પારદર્શક હૃદયના ઉદ્દગાર પડ્યા પહેલા ઝીલી લેવા ઘટે અને તે પાર ઊતારવાની પોતાની લાયકાત સિદ્ધ કરી આપવી ઘટે!'



# શ્રદ્ધાની કસોટી



સન ૧૯૨૨માં ગાંધીજીએ 'યંગ ઇન્ડિયા'માં લખેલ લેખો માટે અને શ્રી શંકરલાલ બેંકરને તે છાપવા બદલ રાજ્યદ્રોહી તરીકે ગુનેગાર ઠરાવી કેદની શિક્ષા ફરમાવેલી.

ત્યાર બાદ ગાંધીજીના સાથીઓને ઉત્સાહ અપાવવાના ઉદ્દેશથી સરદારશ્રીએ નવજીવનમાં નિવેદન કરેલું કે:—

'કેટલાક કહે છે કે, ગાધીજી ગયા, હવે એમના સાથીઓ શું કરશે? એમનામાં કોઈ એવી ચારિત્ર્યવાન

કે, શક્તિમાન વ્યક્તિ નથી કે, એમનું વહાણ આગળ ચલાવી શકે?'

આ વાત તદ્દન સાચી છે, એમના સાથીઓ ભૂલોથી ભરેલા છે, એમની અને સાથીઓ વચ્ચે ધરતી અને આભ જેવડું અંતર છે, એમના સાથીઓની ક્ષતિઓનો પાર નથી, અને એ સાથીઓની પૂર્ણતાને પરિણામે જ ગાંધીજીને કારાગૃહવાસ કરવો પડયો છે. સાથીઓની વાણીમાં મીઠાશ નથી, સંયમ અને સહન-શીલતાની ખામી છે, એવી એવી અનેક ખામીઓનું તેમને દરેકને પૂરેપૂરું ભાન છે.

'પરંતુ એક ઇમારત ચણનાર કડીયો જેમ તેના પ્લાન બનાવનાર ઇજનેરના જેટલી શક્તિ પોતાનામાં હોવાનો દાવો કરતો નથી, છતાં તે પ્લાન પ્રમાણે ઇમારત પૂરી કરવામા મુશ્કેલી જોતો નથી, તેમ ગાંધીજીના સાથીઓ જો, તેમનો ઘડેલો સ્વરાજ્યની ઇમારતનો પ્લાન બરાબર સમજી ગયા હશે તો, તે પ્લાન મુજબ ઇમારતનું કામ આગળ ચલાવતાં કદિયે મુંઝાશે નહિ

'છતાં પણ તેમની મુશ્કેલીઓનો પાર નથી એમની ક્ષતિઓ ઢાંકનાર કોઇ રહ્યુ નથી. તો પણ પ્રજાનો ગાંધીજી

ઉપરનો પ્રેમ અને એમના જેલ જવાથી પ્રજાનાં દુભાયેલાં દિલ અને સ્વરાજ્યની જાગ્રત થયેલી ભાવના એ જ એમની મોટામાં મોટી મૂડી છે. ગાંધીજીની અહિંસાવૃત્તિ, એમનો પ્રેમ, એમની મમતા, એમનું સ્વરાજ્ય માટેનું રટણ અને એમનો અથાગ પરિશ્રમ નજર સામે રાખી જો, તેઓ દિનરાત શ્રમ કરશે અને ગાંધીજીએ દોરી આપેલો સ્વરાજ્યનો ચતુર્વિધ કાર્યક્રમ પાર ઉતારશે તો, તેઓ પોતાની બધી જ ક્ષતિઓ ઓળંગીને ગાંધીજીના નામને અને પોતાની વફાદારીને દીપાવશે એમાં સંદેહ નથી!'



જોઈએ. ગુજરાત—કાઠિયાવાડના સાચી દેશ-દાઝવાળા નવજવાનોએ ગાંધીજી જેલમાંથી છૂટે ત્યાં સુધી ફક્ત દેશસેવા કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ. ગુજરાતની લાજ રાખવી હોય તો આળસ છોડો! નહિ તો કાળ જશે ને કહેવત રહી જશે કે, જેને જગતે ઓળખ્યા એવા મહાત્મા ગાંધીજીને એક ગુજરાતે જ ન ઓળખ્યા....'

## પરદેશી કાપડનો બહિષ્કાર



પરદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિ ચાલતી હતી તે વખતે અમદાવાદના માણેકચોકમાં એક જાહેર સભામાં સરદારશ્રીએ જણાવેલું કે:—

'ખરું જોતાં પરદેશી કાપડ બહિષ્કારને સફળ કરવો એ લોકોનું એટલે કે. આપણું કામ છે. આપણે પરદેશી કાપડ ખરીદ જ ન કરીએ તો, વેપારીઓ કંઈ પરદેશી કાપડ લાવવાના નથી. એમને અત્યારે તો પોતાનો વેપાર છોડવો એ પ્રાણ નીકળવા જેટલું કઠણ લાગે છે. તેમની

ઉપર ગુસ્સો કરવો એ પણ ફોગટ છે. તેમની નબળાઇનો આપણે ખ્યાલ રાખવો જોઈએ.

'મારો પોતાનો આ કેટલાક દિવસો થયા, તેમનો જે અનુભવ છે તે પરથી હું તમને ખાતરી આપું છું કે, જેટલી :ગાળો આપણે કાપડિયા-ભાઇઓને આપીએ છીએ— લુચ્ચા, પ્રપંચી, ચોર ઠગ વિગેરે જે વિશેષણો તેમને માટે વાપરીએ છીએ તે બધી ગાળો અને વિશેષણો તેમને માટે વાપરવા કરતાં આપણે પોતાને માટે વાપરીએ એ જ વધારે યોગ્ય છે.

'આપણે પોતે ગાંધીજીની 'જે' પોકારતા ન હતા ? આપણે કાંઇ લાખોનો વેપાર ન હોતો, ઘરમાં સો બસોના પરદેશી :કપડાં હોય તેટલાં જ બાળવાનાં હતાં. ઘરમા એક બે છોકરા હોય તેમને જ સરકારી શાળામાથી ઊઠાડી લેવાનાં હતાં. આપણાં પોતાનાં જ બાળકો જે રાષ્ટ્રિય શાળામાં ભણે છે તે શાળાઓને નિભાવવાને થોડીક રકમ આપવાની હતી. આપણે એકલાનું પુરું-પાધરું કર્યું છે? આપણે આપણો પોતાનો હિસાબ તપાસતા નથી અને પારકાનો હિસાબ કરવા જઇએ છીએ.

'અત્યારે આપણી ફરજ છે કે, વેપારીઓને તેમની શુભ શરૂઆતમાં ઉત્તેજન આપવું, તેઓ નિરાશ થાય એવું કાંઈ ન બોલવું. એટલી વારમા આપણે સૌ કોઇ દેશી કાપડ ઉપર ચઢી જઇશું તો, તેઓ પરદેશી કાપડ શું કામ લાવશે ?'



## ગરીબની હાય

બારવટિયાઓ પેદા થવાનું કારણ સામાજિક અન્યાયો છે તેવું ચૂકવવા માંગતા કેટલાક પાટણવાડિયા લોકો શાહુકારોના જૂલમથી બહારવટે ચઢ્યાના કેટલાક દાખલા સરદારશ્રીએ તેમના રિપોર્ટમાં નોંધેલા છે. આવા સામાજિક અન્યાયો દૂર કરવાના હેતુથી જાહેર પ્રજાને ઉદ્દેશી ગરીબોની હાય ન લેવાનું સૂચવતાં સરદારશ્રીએ જણાવેલું કે:—

એ ચાલુ રહેશે તો, ભવિષ્યમાં પણ તમારે જ વધારે ને વધારે વેઠવો પડશે. માટે લૂંટો ન થાય એવાં કામ કરવામાં તમારે જ વધારે રસ લેવો જોઈએ.

'તમારા હૃદયમાં રામ રાખીને તમારો ધંધો—રોજીદાર કરો, પ્રજાનાં રોષનાં કારણ તપાસો. સરકારની પોલીસ તમને રક્ષણ નહિ આપી શકે. એ તો ગુનો થયા પછીથી તેની નોંધ કરવા આવશે. તમારી પાસે પૂરાવા માંગશે. એમાં તમને ફાયદો નહિ પણ નુકશાન જ થશે.

સરકારની પદ્ધતિ એવી છે કે, એ તમારું રક્ષણ નહિ કરી શકે.

માટે જો, તમે પ્રભુનો ડર નહિ રાખો અને ગરીબનો પૈસો ખેંચવાની જ દાનત રાખશો તો તેનો બદલો પણ તમને એવો જ મળી રહેવાનો. ગરીબ સાથેના વેપારમાં પ્રભુનો ડર રાખી, વ્યાજબી નફો જ લેજો અને તેમને ચૂસવાનો વિચાર છોડજો. કોઈ પણ માણસને ગુનો કે બહારવટું કરવાની હોંશ નથી. પણ એ શાહુકારોનાં જૂલમથી કંટાળીને જ એવો ધંધો માંડે છે, એ લોકો પ્રત્યે સહાનુભૂતિ રાખવાની જરૂર છે. એ ગુનેગાર થતા અટકે એ જ આપણે જોવાનું છે.'

## કર્તવ્ય પરાયણતા

અને ૧૯૨૩ના જુલાઈ માસમાં નાગપુરમાં આવેલ ઝંડા સત્યાગ્રહની આગેવાની સરદારશ્રીએ સંભાળી હતી. આ લડત શિસ્તબદ્ધ રીતે વિનયપૂર્વક ચાલે તે માટે તેઓ ઘણા જ આતુર હતા. જેલમાંથી છૂટીને આવેલા ભાઈઓના માનમાં યોજેલી સભામાં ત્યાના આગેવાનો રોષથી કટાક્ષમાં ઉશ્કેરાટવાળી ભાષામાં ભાષણ કરતા, ત્યારે સરદારશ્રીએ તેમની લાક્ષણિક ઢબે સમજાવ્યું કે:–

"આજે જેલમાંથી સજા ભોગવી આવેલા ભાઇઓએ કેટલીક વાતો કરી, એમના દિલમાં ભારે રોષ ભરેલો છે, જેલમાં આપવામાં આવતાં કષ્ટો તેમણે સભ્યતા છોડીને આપણી આગળ કહ્યાં. અંદર જે અમાનુષી વર્તન ચાલી રહ્યુ છે તેનુ વર્ણન તેમણે બહુ આવેશમાં આવીને કહ્યુ . . ... ...

"પણ આપણે આવું બોલીએ તો, સરકારી નોકરોને મુકાબલે આપણે શા સારા ? એ તો નોકરીમાં છે. અને આપણે સ્વતંત્ર છીએ. એ લોકોનો વિચાર કરવાને બદલે આપણે શું કર્યું તેનો વિચાર કરો. આપણે તેમને ગાળો દઈએ, તેમને દોષ દઇએ તે પહેલાં આપણે આપણો દોષ જોવો જોઇએ".

# સત્યાગ્રહ એક ધર્મ યુદ્ધ

સત્યાગ્રહની લડત શરૂ કરવાની વાતો ચાલતી તે વખતે તા. ૧૧–૨–૩૦ના રોજ ભરૂચ મુકામે આપેલા ભાષણમાંથીઃ—

"જગતે નહિ જોયેલું એવું એક ધર્મ યુદ્ધ હવે શરૂ થાય છે. અને તે એવા પ્રકારનું કે જેમાં એક તરફ બધી સાત્ત્વિક શક્તિનો સંગ્રહ ધાર્મિક શક્તિનો સંગ્રહ, ધાર્મિક શસ્ત્રનો જ ઉપયોગ થવાનો છે; બીજી તરફ આસૂરી શક્તિનો સંગ્રહ જગતમાં રાવણના જમાનાથી આજ સુધી કદી ન હોતી થઇ એવી રાક્ષસી સામગ્રીવાળી રાજસત્તા આસૂરી શક્તિનો ઉપયોગ કરાવતી ધમકી આપી રહી છે.'

આ બે જ સત્તાઓ વચ્ચે સંગ્રામ થવાનો છે. આ યુદ્ધમાં આપણે શો ફાળો આપીશું અને કોનો પક્ષ લઈશું તેનો નિર્ણય તમારે કરવાનો છે. જગતમાં કદી નહિ બનેલું એવું આ યુદ્ધ છે, અને

તમારા સદ્‌ભાગ્યે તમારા આંગણે મંડાવાનું છે. તમને ખબર હશે અને ન હોય તો ખબર આપું છું".

નાગપુર ઝંડા સત્યાગ્રહને પણ એક ધર્મ યુદ્ધ તરીકે દર્શાવી તેની સમાપ્તિ વખતે તેઓએ જણાવેલું કે:—

"મિત્રોની તમામ ગેરસમજો અને શત્રુઓનાં જૂઠાંણાં છતાં નિર્મળતા અને નિર્ભયતાના સાધનોથી મંડાયેલા આ ધર્મ યુદ્ધનું પ્રજા ભવિષ્યમાં ગૌરવ સાથે સ્મરણ કરશે અને ધર્મ યુદ્ધ, સત્ય, અહિંસા અને આપભોગનાં શસ્ત્રોની શ્રેષ્ઠતા વિષે પ્રજામાં વધારે શ્રદ્ધાનો સંચાર થશે. મહાત્મા ગાંધીનો આદેશ છે કે સત્ય, અહિંસા અને આપભોગ આપણા રાષ્ટ્રની પ્રવૃત્તિ અને સંસ્કૃતિને અનુકૂળ છે.'

# ધારાસભા પ્રવેશમાં વિરોધ

શ્રી. દેશબંધુદાસના પ્રમુખપદે મળેલી ગયાની કોંગ્રેસમાં ધારાસભાનો બહિષ્કાર કરવા ઝંબેશ શરૂ થયેલી. ધારાસભા પ્રવેશનો વિરોધ કરતાં સરદાર-શ્રીએ જણાવેલું કે :–

'હું કાંઈ આગેવાન નથી. હું તો એક સિપાહી છું. હું ખેડૂતનો દિકરો છું અને જીભાજોડીથી સ્વરાજ મળે એમ માનતો નથી. લૂચ્ચાઇમાં સરકારને આપણાથી પહોંચી શકાય એમ નથી. આપણે જો ધારાસભાની ચળવળમાં પડીશું તો, લોકો ઠંડા પડી જશે અને કોંગ્રેસ પ્રજાનો વિશ્વાસ ગુમાવી બેસશે. ધારાસભાની ચળવળ કોંગ્રેસને વિનાશકારી થઇ પડશે.

'કોંગ્રેસે અસહકાર પોકાર્યો ત્યાર પછી તેમાં ખેડૂતો ભળ્યા છે, મજૂરો દાખલ થયા છે અને સ્ત્રીઓ ભાગ લેવા લાગી છે. કારણ કે તેમને કામ કરવાનું અને ભોગ આપવાનું તેમાં ક્ષેત્ર છે. સુધારા થયા તે પહેલાં કેવા માણસો સાથે પોતાને કામ કરવાનું

છે તે સરકાર જાણતી હતી. તેમની શક્તિને સરકાર જાણતી હતી એટલે તે પ્રમાણે જ સુધારા ઘડ્યા છે. ધારાસભાની આવી ચળવળ સો વર્ષ ચલાવો તોયે સ્વરાજ્ય મળનારું નથી.

'પોતાનો વિચાર કરી લેવો જોઇએ. આપણે મનથી કર્તવ્ય પરાયણ થવું એ જ આપણો ધર્મ છે.

'જેલમાંથી છૂટીને આવેલા ભાઇઓને મારી સલાહ છે કે, તેમણે પ્રજાને પ્રેમ અને ધર્મના પાઠ સમજાવવા. અને એ જ તમારું પરમ કર્તવ્ય છે. પરમાત્મા તમને આવાં સત્ય અને ધર્મનાં યુદ્ધો લડવાનું બળ આપો.'



# અહિંસામાં અચળ શ્રદ્ધા

બોરસદ તાલુકામાં બહારવટીયાઓને પકડવામાં સરકારને સફળતા મળી નહિ. તેથી પ્રજાને માથે એવો આક્ષેપ કરવામાં આવ્યો કે પ્રજા આ લુંટારૂઓને સાથ આપે છે. અને સંરક્ષણ ખાતર કેટલાક ગામે પોલીસ થાણાં ખોલી તેનો ખર્ચ નિભાવવા માટે "હૈડિયા વેરો" નાખવામાં આવેલો. સરદાર શ્રીએ આ વેરાનો વિરોધ કરી અનેક રીતે તપાસ ચલાવી સાબીત કરી આપ્યું કે લોકોનો બીલકુલ દોષ નથી. સરકારી અમલદારો જ બહારવટીયાઓને સહાય કરે છે. લૂંટમાં ભાગ પડાવે છે. અને તેમના સોબતી બનેલા છે. સરકાર સામે આ વેરો પાછો ખેંચી લેવા જબરજસ્ત આંદોલન શરૂ થયું. સભાઓમાં ભાઈઓ તથા બહેનો પણ આવતાં અને ઉચ્ચ નીચના ભેદ ભૂલી જઈ સહકારથી કામ કરતાં આ સભાઓમાં મોટામોટા શોભીયાવાળા અને પોતાની મોટાઈનું અહં રાખનાર પાટીદાર–દેશાઈઓ, હુક્કો ગગડાવતા કદાવર શરીરના બારૈયા, લાંબી

લાંબી ડાંગવાળા પાટણવાડિયા અને રંગબેરંગી ફેંટા-વાળા માલે સલામ ગરાસીયાઓ પણ આવતા. આ તમામ પ્રકારના લોકો ઉશ્કેરાટથી કંઈ તોફાન ન કરે તે ઉદ્દેશથી અહિંસાનો ઉચ્ચ પાઠ ભણાવતાં સરદારશ્રીએ કહેલું કે:–

'લડત દરમ્યાન સરકારના માણસો અને તમારા વિરોધીઓ તમને ભરમાવી તોફાને ચઢા-વવાનો પ્રયત્ન કરશે. તમે તોફાને બિલકુલ નહીં ચઢશો. આ મહાત્માજીના રસ્તાની લડત છે. તેમાં ધારિયાનું કે લાકડીનું કામ નથી. તેમાં આપણા બરડાનું કામ છે. તેના ઉપર ભલે સરકાર મારવું હોય તેટલું મારી લે. તમે ગાળ દેશો કે લાકડી ચલાવશો તો તેની પાસે બહુ સત્તા છે. બહારવટિયાને તે નથી પકડી શકતી, પણ તમને તો તે તરત પકડી લેશે. કોઈને ગાળ દેવામાં કે મારવામાં મોટાઈ નથી. ધર્મને ખાતર દુ:ખ સહન કરવામાં મોટાઇ છે."

પૂજ્ય મહાત્મા ગાંધીજી અને એમણે બતાવેલ અહિંસક સત્યાગ્રહમાં અચળશ્રદ્ધા દર્શાવતાં તેમણે ૧૯૩૧ના કોંગ્રેસના કરાંચી અધિવેશનના પ્રમુખપદેથી જણાવેલું કે:- અહિંસાનો સામુદાયિક પ્રયોગ એ

સ્વપ્નદર્શીનું સ્વપ્ન કે માનવીનો મિથ્યા મનોરથ નથી રહ્યો પણ સાચી સિદ્ધ વસ્તુ છે, એમ હિંદુસ્તાને જગતની આગળ પ્રગટ કરી દીધું છે. આજ સુધી માનવજાત હિંસાની દેવી બનાવીને બેઠી હતી. એથી અકળાતી હતી પણ અહિંસાની સફળતા વિષે એને શ્રદ્ધા ન હોતી. અહિંસાના આપણા સફળ પ્રયોગ એના ભાવી માટે અનેરી આશાઓનો ઉદય કર્યો છે. અહિંસક લડતમાં ભાગ લેવાની ખેડૂતોની શક્તિ વિષે અનેકને શંકા હતી. અને તેઓ મોટા રમખાણોની દહેશત રાખતા હતા. પણ આ વર્ગે જે બહાદુરી અને અપૂર્વ સહનશક્તિ આ લડતમાં ભાગ લઈ એ શંકા અને દહેશતને ખોટી પાડી, એજ આ લડતમાં સિદ્ધ થયેલી અહિંસાનો મોટામાં મોટો પુરાવો છે.



## આત્મ નિરીક્ષણ

બારડોલી સત્યાગ્રહની સફળતા મળ્યા પછી અમદાવાદમાં માનપત્રનો જવાબ આપતાં તેમણે જણાવેલું કે :—

"તમે અમદાવાદના શહેરીઓ તરફથી માનપત્ર આપ્યું તેમાં મને ગાંધીજીના પટ્ટશિષ્ય તરીકે વર્ણવેલો છે. હું ઇશ્વર પાસે માગું છું કે મારામાં એ યોગ્યતા આવે. પણ હું જાણું છું, મને બરાબર ખબર છે કે મારામાં એ નથી. એ યોગ્યતા મેળવવા માટે કેટલા જન્મ લેવા જોઇએ એ મને ખબર નથી. સાચે જ હું કહું છું કે તમે પ્રેમના આવેશમાં જે અતિશયોક્તિ ભરેલી વાતો મારે માટે લખી છે તે ન ગળી શકાય એવી છે. તમે સૌ જાણતા હશો કે મહાભારતમાં દ્રોણાચાર્યને એક ભીલ શિષ્ય હતો, જેણે દ્રોણાચાર્ય પાસે એક પણ વાત સાંભળી ન હોતી, પણ ગુરુનું માટીનું બાવલું કરી તેનું પૂજન કરતો. અને તેને પગે લાગી દ્રોણાચાર્યની વિદ્યા શીખેલો. જેટલી વિદ્યા એણે મેળવી હતી તેટલી

દ્રાણાચાર્યના બીજા કોઇ શિષ્યે મેળવી નહતી. એનું શું કારણ? કારણ કે એનામાં ગુરુ પ્રત્યે ભકિત હતી, શ્રદ્ધા હતી, એનું દિલ સ્વચ્છ હતું, એનામાં લાયકાત હતી. મને તમે જેનો શિષ્ય કહો છો તે ગુરુ તો રોજ મારી પાંસે પડેલા છે. એમનો પટ્ટશિષ્ય તો શું, અનેક શિષ્યોમાંનો એક થઈ શકું એટલી પણ યોગ્યતા મારામા નથી એની મને શંકા નથી. એ યોગ્યતા જો મારામા હોત તો તમે ભવિષ્યને માટે મારે વિષે જે આશાઓ બતાવી છે તે મેં આજે જ સિદ્ધ કરી હોત. મને આશા છે કે હિંદુસ્તાનમાં એમના ઘણા શિષ્યો જાગશે, જેમણે એમનાં દર્શન નહીં કર્યા હોય, જેમણે એમના શરીરની નહીં પણ એમના મંત્રની ઉપાસના કરી હશે. આ પવિત્ર ભૂમિમાં કોક તો એવા જાગશે જ. કેટલાક લોકો કહે છે કે ગાંધીજી ચાલ્યા જશે ત્યારે શું થશે? હું એ વિષે નિર્ભય છું. એમણે પોતે કરવાનું હતું તે કરી લીધું છે. હવે જે બાકી રહ્યુ છે તે તમારે ને મારે કરવાનું છે. આપણે એ કરીશું તો એમને તો કશું કરવાનું રહેલું નથી, એમણે જે આપવાનું હતું તે એમણે આપી દીધું છે, હવે આપણે એ કરવાનું રહે છે.

બારડોલીને માટે મને માન આપો છો તે મને ઘટતું નથી. કોઈ અસાધ્ય રોગથી પીડાતો પીડાતો દર્દી પથારીવશ, આ દુનિયાને પેલી વચ્ચે ઝોલા ખાતો હોય, તેને કોઈ સંન્યાસી મળે, તે જડીબુટ્ટી આપે અને એમા ઘસીને પાવાથી દર્દીના પ્રાણ સ્વસ્થ થાય એવી દશા હિંદુસ્તાનના ખેડૂતોની છે. હું તો માત્ર એક સંન્યાસીએ જે જડીબુટ્ટી મારા હાથમાં મૂકી તે ઘસીને પાનાર છું, માન જો ઘટતું હોય તો તે જડીબુટ્ટી આપનારને છે. કંઈક માન પેલા ચરી પાળનાર દર્દીને ઘટે છે. જેણે સંયમ મેળવ્યો. બીજા કોઇને માન ઘટતું હોય તો તે મારા સાથીઓને છે. જેમણે ચકિત બનાવે તેવી તાલીમ બતાવી છે, જેમણે કદિ પૂછ્યું નથી કે કાલે તમે કયો હુકમ કાઢશો? આવતી કાલે તમે શું કરવાના છો? ગવર્નરના ડેપ્યુટશનમા કોને કોને લઈ જવાના છો? પૂને જઈ શું કરવાનો છે? જેમણે મારા પર જરાય અવિશ્વાસ નથી રાખ્યો, સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો, છે, અને તાલીમ બતાવી છે, એવા સાથીઓ મને મળ્યા છે. એ પણ મારું કામ નથી આવા સાથીઓ પાકયા છે, જેમને મારૂ ગુજરાત મગરૂર છે. એ

એમનું કામ છે. આમ જો આ માનપત્રમાના વખાણ વહેંચી આપવામાં આવે તો બધા વખાણ બીજા ને ભાગે જાય અને મારે ભાગે આ કાગળજ રહે એમ છે."

સરદારશ્રી આવી વિનમ્રભાવે પરિસ્થિતિ વર્ણવી અને બીજા અનેક પ્રસંગોએ બારડોલીના વફાદાર ખેડૂતો અને અન્ય સત્યાગ્રહીઓની શિસ્તનાં વખાણ કર્યા, જેથી લોકોમાં ઉત્સાહ અને જાગૃતિ વિશેષ આવ્યાં.



# ખેડુત પ્રત્યે પ્રેમ

"ખેડુત ખરે જગતનો તાત." એમ સરદારે તેમના ભાષણોમાં વારંવાર જણાવેલું છે. ખેડુતે ઉત્પન્ન કરેલ ખોરાક પર દુનિયા જીવે છે. દુનિયામાં ખરા ઉત્પાદન કરનારા ખેડૂત અને મજુર છે. બાકીનો વર્ગ ખેડૂતો અને મજુરો પર જીવે છે એમ તેઓ સાચા હૃદયથી માનતા હતા. તેથી પેદા કરનાર ખેડૂત અને મજુરની સ્થિતિ સુધારીએ તોજ ઉત્પાદન વધે અને આમવર્ગ સુખી થાય એમ તેઓ કહેતા. એક વખત આ ભાવના અને વિચારધારા સમજાવતાં તેઓએ કહ્યું છે કેઃ–

"આખું જગત ખેડૂત ઉપર નભે છે. દુનિયાનો નિર્વાહ ખેડૂત અને બીજે મજૂર એ બે ઉપર છે. છતાં મહુથી વધારે જુલમ કોઇ વધારે સહન કરતા હોય તો આ બે કારણ તેઓ બન્ને મૂંગે મોઢે સહન કરે છે. હું ખેડૂત છું, ખેડૂતના દિલમાં પેસી શકું છું, અને તેથી તેને સમજાવું છું કે તેના દુઃખનું કારણ એ છે કે પોતે હતાશ થઇ ગયો છે. આવડી મોટી સત્તા એ સામે અપણું શું વળે એમ માનતો થઇ ગયો છે. સરકારને નામે એક ધગડુ આવી-

ને પણ એને ધમકાવી જાય, ગાળ ભાંડી જાય વેઠ કરાવી જાય. સરકાર ઇચ્છા આવે તેટલો કરનો બોજો તેના પર નાખે છે. વરસોની મહેનત કરી ઝાડ ઉછેરે છે તેના પર વેરો, ઉપરથી વરસાદનું પાણી ક્યારીમાં પડે તેના પર જુદો વેરો. કુવો ખોદી ખોદી ખેડૂત પાણી કાઢે તો તેના પર સરકાર પૈસા લે. વેપારી ટાઢે છાંયે દુકાન માંડી બેસે તેને બે હજાર વાર્ષિક આવક સુધી કશો કર નહી: પણ ખેડૂતને વીઘુ જમીન હોય, તેની પાછળ બળદ હોય, ભેંસ રાખતો હોય, ઢોર સાથે ઢોર થતો હોય, ખાતર પૂંજો કરતો હોય વરસાદમા ઘૂંટણ સમા પાણીમાં વીંછીઓ વચ્ચે હાથ ઘાલીને તે ભાતની રોપણી કરે, તેમાંથી ખાવાનું ધાન પકવે; દેવું કરીને બી લાવે. તેમાંથી થોડો કપાસ થાય તે પોતે બૈરીછોકરાં સાથે જઇને વીણે, ગાલ્લીમાં નાખીને તે વેચી આવે, આટલું કરીને પાંચ પચીશ તેને મળે તો તેટલા ઉપર પણ સરકારનો લાગો!

"ખેડૂત ડરીને દુ:ખ વેઠે ને જાલિમ લાતો ખાય એની મને શરમ આવે છે. મને થાય છે કે ખેડૂતને રાંકડા મટાડી ઉભા કરૂં ને ઉંચે માથે ફરતા કરૂં એટલું કરીને મરૂં તો મારૂં જીવ્યુ સફળ માનું"

# સૌરાષ્ટ્રના યુવકોને ઉદ્દેશીને

સન ૧૯૨૯ના માર્ચ માસમાં પાંચમી કાઠિયાવાડ પરિષદ મોરબીમાં સરદારશ્રીના પ્રમુખપદે ભરાયેલી. યુવકો ખીલે, બળવો કરવાની શકિત મેળવે એ મને ઘણું પ્રિય છે એમ અનેક પ્રસંગે કહેલ છતાં સંયમની, શિસ્તની અને સમગ્ર પ્રજાના સાથની કેટલી આવશ્યકતા છે તે સમજાવતાં જાહેર પ્રજાને અને ખાસ કરીને યુવકોને ઉદ્દેશીને જણાવ્યું કે :–

"હું વૃદ્ધ નથી તેમ જવાને નથી. પણ વૃદ્ધાવસ્થાના અને યુવાવસ્થાના સંગમના તટ ઉપર બેઠેલો છું. મને જુવાનોના ખેલ ખેલવાનું મન થાય છે, પણ વૃધ્ધોનો અનુભવ મને સંયમ શીખવે છે. જુવાન્-ના ઉત્સાહમાંથી જે પ્રેરણા મેળવું છું તેની સાથે વૃદ્ધોનો અનુભવ પણ જોડવા માગું છું. વૃધ્ધોની હાંસી કરનાર બાપનો વારસો ઉડાવી દે છે. આજે બળવાની બુમો આખા દેશમાં સાંભળું છું પણ રાડો પાડનારાઓએ બળવો કર્યો નથી જાણ્યું. બળવો કરનારા મૂંગા રહે છે. પોતાનું જોશ પોતામાં ભરી રાખે છે અને વખત આવ્યેજ તે બહાર કાઢે છે."....

ને પણ એને ધમકાવી જાય, ગાળ ભાંડી જાય વે:
કરાવી જાય. સરકાર ઇચ્છા આવે તેટલા કરનો બોજો તેના પર નાખે છે. વરસોની મહેનત કરી ઝાડ ઉછેરે છે તેના પર વેરો, ઉપરથી વરસાદનું પાણી કયારીમાં પડે તેના પર જુદો વેરો, કુવો ખોદી ખોદી ખેડૂત પાણી કાઢે તો તેના પર સરકાર પૈસા લે. વેપારી ટાટે છાંયે દુકાન માંડી બેસે તેને બે હજાર વાર્ષિક આવક સુધી કશો કર નહી; પણ ખેડૂતને વીઘુ જમીન હોય, તેની પાછળ બળદ હોય, ભેંસ રાખતો હોય, ઢોર સાથે ઢોર થતો હોય, ખાતર પૂંજો કરતો હોય વરસાદમા ઘૂંટણ સમા પાણીમાં વીંછીઓ વચ્ચે હાથ ઘાલીને તે ભાતની રોપણી કરે, તેમાંથી ખાવાનું ધાન પકવે; દેવું કરીને બી લાવે. તેમાંથી થોડો કપાસ થાય તે પોતે બૈરીછોકરાં સાથે જઇને વીણે, ગાલ્લીમાં નાખીને તે વેચી આવે. આટલું કરીને પાંચ પચીશ તેને મળે તો તેટલા ઉપર પણ સરકારનો લાગો!

"ખેડૂત ડરીને દુ:ખ વેઠે ને જાલિમ લાતો ખાય એની મને શરમ આવે છે. મને થાય છે કે ખેડૂતને રાંકડા મટાડી ઉભા કરૂં ને ઉંચે માથે ફરતા કરૂં એટલું કરીને મરૂં તો મારૂં જીવ્યુ સફળ માનું"



# સૌરાષ્ટ્રના યુવકોને ઉદ્દેશીને

સન ૧૯૨૯ના માર્ચ માસમા પાચમી કાઠિયાવાડ પરિષદ મોરબીમા સરદારશ્રીના પ્રમુખપદે ભરાયેલી. યુવકો ખીલે, બળવો કરવાની શકિત મેળવે એ મને ઘણું પ્રિય છે એમ અનેક પ્રસંગે કહેલ છતાં સંયમની, શિસ્તની અને સમગ્ર પ્રજાના સાથની કેટલી આવશ્યકતા છે તે સમજાવતા જાહેર પ્રજાને અને ખાસ કરીને યુવકોને ઉદ્દેશીને જણાવ્યુ કે :–

"હું વૃદ્ધ નથી તેમ જવાને નથી. પણ વૃદ્ધાવસ્થાના અને યુવાવસ્થાના સંગમના તટ ઉપર બેઠેલો છું. મને જુવાનોના ખેલ ખેલવાનું મન થાય છે, પણ વૃદ્ધોનો અનુભવ મને સંયમ શીખવે છે. જુવાનના ઉત્સાહમાથી જે પ્રેરણા મેળવું છું તેની સાથે વૃદ્ધોનો અનુભવ પણ જોડવા માગું છું. વૃદ્ધોની હામી કરનાર બાપનો વારસો ઉડાવી દે છે. આજે બળવાની બુમો આખા દેશમાં સાભળું છું પણ રાડો પાડનારાઓએ બળવો કર્યો નથી જાણ્યું. બળવો કરનારા મૂંગા રહે છે. પોતાનું જોશ પોતામા ભરી રાખે છે અને વખત આવ્યેજ તે બહાર કાઢે છે"

"મને ઘણા ગાંધીજી નો આંધળો ભક્ત કહે છે. હું ઇચ્છુ છું કે સાચેજ અંધભક્ત થવાની મારામાં શક્તિ હોય પણ તે નથી. હું તો સામાન્ય બુદ્ધિ નો દાવો કરનાર છું. મારામાં સમજશક્તિ પડી છે. મેં જગત પણ ઠીક ઠીક જોયું છે. એટલે સમજ્યા વિના એક હાથ ની પોતડી પહેરીને ફરનારની પાછળ ગાંડો થઈને ફરૂં એવો હું નથી.....

"આપણામાં તાલીમ અને વ્યવસ્થાની ખામી છે, સિપાઇગીરીની ખામી છે. આપણુને હુકમ ઉઠાવવાની ટેવ નથી. આ વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં આપણે સ્વચ્છંદને સ્વતંત્રતા માની બેઠા છીએ. હિન્દુસ્તાનનું દુઃખ કાઠિયાવાડનું દુઃખ આગેવાનોના અભાવનું નથી, આગેવાનો અનેક થઇ પડ્યાનું છે, સિપાઇગીરીના અભાવનું છે. કાઠિયાવાડના નવયુવકોને ઇશ્વર એ શક્તિ આપો."



# બહારવટિયાઓને ઉદ્દેશી

સન ૧૯૨૯ માં બોરસદ તાલુકામાં બહારવટિયાઓનો ત્રાસ ઘણો હતો અને ચોરી અને લુંટફાટ ના અનેક બનાવો બનતા. બાબર દેવા નામનો ગોળેલ ગામનો એક પાટણવાડિયો બહારવટે ચઢેલો. પોલીસે તેને પકડી આપનારને અગર ચોક્કસ બાતમી આપનાર માટે મોટું ઈનામ આપવાનું જાહેર કર્યું. પોલીસ એવાં નિવેદનો કરતી કે લોકો બહારવટિયાને આશ્રય આપે છે, અને છુપાવે છે.. તેથી પકડી શકતા નથી. લોકો એવા આક્ષેપ કરતા કે પોલીસ બહારવટિયાઓ સાથે ભળી ગઇ છે અને લુંટોમાં પોલીસોનો પણ હાથ હોય છે, એટલું જ નહિ પણ બંધુક અને કારતુસ પણ પોલીસના જ હોય છે. બહારવટિયાઓ મોટી ટોળી જમાવતા અને તેમની માહિતી આપનારને વહેમ પરથી પણ સખ્ત શિક્ષા કરતા. બાબરે પોતાને પકડાવવામાં ખુશી છે એવો વહેમ જતાં ખુદ પોતાની પત્નિનું પણ ખુન કર્યું હતું. તેવા બહારવટિયાને ઉદ્દેશીને સરદારશ્રીએ એક જાહેર સભામાં જણાવેલું કે.

"બાબર દેવાને તમારામાંનો કોઇ પણ જાણતો

હોય, કોઇને પણ તેની સાથે ભેટો કરવાનો કે વાતો કરવાનો પ્રસંગ આવે તો કહેજો કે તારૂં બહારવટું એ સાચું બહારવટું નથી. બંદુકડી લઇને ભાગતા ફરવું અને નિર્દોષને લુંટવા અને મારવા એમાં બહારવટું નથી. સાચા બહારવટીયાને હથિયારની જરૂર ન હોય. બહારવટું તો ઢસા : સૌરાષ્ટ્રના : દરબારનું છે. બહારવટું તો ગાંધીજીનું છે. જે માણસ નિઃશસ્ત્રને સતાવે, લોકોને લુંટે અને ખૂનો કરે તે માણસ તો કોમને કલંક રૂપ છે.

હું તો બહારવટિયાને મળું તો તેને આટલીજ વાત કહું: તારે માટે જીવવું કાગટ છે. તું ગોળીથી મરીશ ફાંસીએ ચઢીને મરીશ, ઠોકર ખાઇને મરીશ, કોઈ પણ રીતે તો જરૂર મરવાનો છે. આટલ પાપ કર્યા પછા પોલીસ થાણાપર જઇ અથવા પોલીસ સુપરિન્ટેન્ડટના બંગલે જઈ ગુન્હાની કબુલાત કરી પશ્ચાતાપ કર કે જેથી પાપ પાછું ઠેલાય. જમના દૂતથી કોઈ પણ સંતાયેલો રહી શકવાનો નથી, તે તો દુનિયાના પડ ઉપર કોઈ પણ ઠેકાણેથી તેને શોધી કાઢશે ગુનો કબુલ કરી ને ફાંસીને લાકડે લટકાવામાં બહાદૂરી છે બાકી આમ નાસતા ફરવામાં અને સંતાતા રહેવામાં તો કાયરતાજ છે.

# દેશી રજવાડાઓને ઉદ્દેશીને

સરદારશ્રી પોતાની રાજકીય પ્રવૃતિના પ્રારંભથી જ દેશી રાજ્યની પ્રજા તરફ બ્રિટિશ હિંદ જેટલી જ સંભવના તથા કાળજી રાખતા. પ્રજા હિંદુસ્તાનની એકસરખીજ છે. ભલે તે દેશી રાજ્યની હદ સીમામાં હોય યા તો બ્રીટીશ હકુમત નીચેના પ્રદેશમા હોય. આઝાદીબાદ સમગ્ર હિંદને :ભારતને: એક ચક્રી અમલ નીચે લાવવામાં દેશી રાજાઓના પ્રદેશને ભારત સરકાર સાથે ભેળવી દેવામાં જે કુનેહ સરદારશ્રીએ વાપરેલી છે તેની તુલના કરવી અશક્ય છે. બીજા રાજકીય નેતાઓ આટલી સહેલાઈથી આ કામ પાર પાડી શક્યા ન હોત એમ આજે ભારતની પ્રજાનો મોટો ભાગ માને છે. આ કાર્ય સિદ્ધ કરવામાં તેમણે પોતાની કુનેહ ઉપરાંત દેશી રજવાડાઓ પ્રત્યે દર્શાવેલી સહાનુભૂતિ પણ ઘણે અંશે મદદરૂપ નીવડેલી છે. સ્વરાજની ચળવળ દરમ્યાન તેઓ વારંવાર કહેતા કે બ્રિટિશ રાજ્ય કરતાં રાજાઓની સ્થિતિ જુદી છે. તેઓ તો પરાધીન જેવા છે. આ રાજાઓ ગમે તેવા હશે તો પણ તે દેશી

રાજાઓ છે. બાકી આપણામાંના જ છે. તેઓને કોઈ કાળે સુધારી શકીશું એ વિશ્વાસ મને રહ્યા કરે છે. ઈશ્વરે તેમનો આ વિશ્વાસ યશસ્વી પણે પાર પાડયો.

આમ છતાં જે દેશી રાજ્યો કોંગ્રેસની નીતિ વિરૂદ્ધ ચળવળ કરતા અગર તેનો વિરોધ કરતા તે રાજ્યોને ચેતવણી આપવામાં તેઓ પાછી પાની ન કરતા. મદ્યનિષેધ ની નીતિ વિરૂદ્ધ વડોદરા અને વાસંદાના રાજ્યો ઉહાપોહ કરતાં, તે અરસામાં ઉનાઈ ગામે રાનીપરજની પરિષદમાં તેઓએ સ્પષ્ટ પણે દેશી રાજ્યોને ઉદ્દેશીને ઉચ્ચારેલું કેઃ–

"અહીં વડોદરા અને વાસંદાના રાજ્યની હદ ભેગી થાય છે. વડોદરાના રાજમહેલથી માંડીને તે ઝુંપડી સુધી દારૂએ સત્યાનાશ વાર્યું છે. ગરીબ લોકોને વ્યસની બનાવી તેમના વ્યસનીપણા દ્વારા રાજ્યની ઉપજ વધારવાની નીતિ જે રાજ્યની હોય તે રાજ્યમાં અને રાજકુટુંબમાં સુખ અને શાન્તિ શી રીતે હોઈ શકે ? વાસંદાના રાજા બહુ ભલા છે એમ સાંભળું છું. પણ દારૂની ઉપજ ઓછી થાય ત્યારે એમની શ્રદ્ધા ઢીલી થઈ જાય છે. મહુડાં

એમનો ઇશ્વર છે. બીજો કોઈ ઇશ્વર છે એવી એમને શંકા થવા લાગે છે. જે રાજ્યોને ઇશ્વર ઉપર વિશ્વાસ નથી, રૈયત દારૂતાડી છોડી દેશે તો મહેસુલનું શું થશે એવી ફિકર જે રાજ્યને થાય છે તે રાજ્યની મ્હને દયા આવે છે."

વળી આથી પણ વધુ કડક શબ્દોમાં ચેતવણી આપી જણાવ્યું કે:-

"આ રાજ્યો આપણી દારૂનિષેધ પ્રવૃતિથી ડરે છે." એ કેમ ડરે છે તે હું સમજતો નથી. એ રાજ્યોની સાથે લડાઈ કરવી એ હું મારે મન નાનમ માનું છું. વાસંદાના અંગુઠા જેવડા રાજ્યને તો એક અમારૂં ધારાળું બહારવટું કરીને વશ કરે તેની સાથે લડવામાં હું મારી શક્તિ શેનો ખર્ચું ? મારૂં કામ તો બ્રિટીશ સામ્રાજ્ય સામે લડવાનું છે. મેં મારૂં ક્ષેત્રે નક્કી કરી રાખેલું છે. પણ રાજ્યો યાદ રાખે કે તેમના અમલદારો પ્રજાને ત્રાસ આપશે તો તે હું ઘડીભર પણ સાંખી લેવાનો નથી."

# મહારાષ્ટ્રને ઉદ્દેશીને

બારડોલી ની લડત પછીથી સત્યાગ્રહના સફળ સંચાલક તરીકે સરદારે ઠીક ઠીક નામના મેળવી હતી. મહારાષ્ટ્રની રાજકીય પરિષદના પ્રમુખ તરીકે પણ ૧૯૨૯ માં તેમની વરણી થઈ. શરૂઆતમાં આ મુત્સદ્દી લોકોના કેન્દ્રમાં જવાની તેમણે આનાકાની કરી, પણ ગાંધીજીના આગ્રહથી પ્રમુખપદ સ્વીકાર્યું. ત્યાં ઉપસંહારના ભાષણમાં તેમણે જણાવ્યું કે:–

"મારો આ ત્રણ દિવસનો અનુભવ બહુ મીઠો થયો છે. મહારાષ્ટ્રને ધારતો હતો તે કરતાં જુદુ જોઉં છું. ઘરમાં ઉભો હોઉં એમ લાગે છે. મહારાષ્ટ્રનો ત્યાગ, મહારાષ્ટ્રની તપશ્ચર્યા, મહારાષ્ટની સંસ્કૃતિ, એની સાથે ગુજરાતની વ્યવહાર-બુદ્ધિ જોડવાની જરૂર છે. જયારે શિવાજીની જરૂર હતી ત્યારે ભગવાને શિવાજીને મોકલ્યા, લોકમાન્યની જરૂર હતી ત્યારે લોકમાન્ય મળી રહયા. આજે આ વાણિયા રાજ્ય જોડે લડી લેવા વાણિયા નાયકની જરૂર છે. તેથી ભગવાને ગુજરાતમાં ગાંધીજીને મોકલી આપ્યા છે. કહે છે કે એક પક્ષી ઝાડ ઉપર છે અને એક પક્ષી શિખર પર છે; જેને જ્યાં ઉડવું હોય ત્યાં ઉડે, જેને જે માર્ગ લેવો

હોય તે લે. એ વાત ખોટી છે. આપણે બધા ખાડામાં પડેલા છીએ. એમાંથી નીકળવાનો એક જ માર્ગ લેવાનો છે, એક બીજાના પગ ખેંચવા જઇશું તો પડવાના છીએ. ગાંધીજીની શિખામણ તો તમો સાધુની શિખામણ કહી નાખી દો છો. હું સાધુ નથી હું તો વહેવાર સમજનારો છું........

એક રસ્તો હિંસાનો અને બીજો રસ્તો અહિંસાનો છે. હિંસાને સફળ કરવા માટે પણ યોજના જોઇએ, વ્યવસ્થા જોઇએ, આપણી પાસે એવી યોજના પૂર્વકની હિંસા કરવાનાં સાધન કે શકિત કયાં છે? ગાંધીજીએ હિંદુ-મુસલમાનની એકતાની વાત કરીને લોકોને ફસાવ્યા એમ કેટલાક કહે છે. હું કહું છું કે જે મુસલમાનને હાથે માર ખાય છે તેઓ પોતાનું કાયરપણું ઢાંકવાનું આ હું શોધવાની ખાતર ગાંધીજીનું નામ લે છે ગાંધીજીએ કોઇને બાયલા થવાની કે ભાગવાની સલાહ આપી નથી. તેમણે તો છાતી કાઢીને મરી જવાની અથવા દુશ્મનનો મુકાબલો કરી તેને મારવાની વાત કરી છે. તમારામાં તાકાત હોય તો લડીને પુરવાર કરી આપો. હા, પીઠ પાછળ કોઇને ઘા કરીને મારવો એ બહાદુરીનું કામ નથી."

# બ્રાહ્મણેતરોને ઉદ્દેશીને

મદ્રાસ રાજ્યમાં બ્રાહ્મણ તથા બ્રાહ્મણેતરના ઝઘડા ઘણા લાંબા વખતથી વિખવાદો ઉભા કરતા આવેલા છે. સન ૧૯૨૯માં એક પ્રસંગે બ્રાહ્મણોનો વિરોધ કરનારાઓને ઉદ્દેશીને જણાવેલું કે:–

"તમને બ્રાહ્મણોનો શા સારૂ દ્વેષ થાય છે? એ બ્રાહ્મણોએ તમારૂં શું બગાડયું છે? એના કરતાં બીજા બ્રાહ્મણોએ તમારા બન્નેનું બગાડયું છે. તેની તમને ખબર છે? પાંચ હજાર માઇલ દૂરથી આવીને જે માણસો રાજ્ય કરે છે તે બ્રાહ્મણ થઇ બેઠા છે. તેમને વર્ણ નથી છતાં તમે "બ્રાહ્મણો" "અબ્રાહ્મણો" બન્ને તેમને "બ્રાહ્મણો" તરીકે પૂજો છો. તેમની સવાર સાંજ ખુશામત કરો છો. તમારે એ બ્રાહ્મણોની સાથે લડવું છે કે નહિ?....

આગળ ઉપદેશ આપતાં તેમણે જણાવ્યું કે:–

"બધું તોડવા બેઠા છો, પણ એને સ્થાને એવું ચિરસ્થાયી કશું મૂકવાની શક્તિ ન હોય તો ન તોડશો. તમારે ચાર આનામાં લગ્ન કરવાની વાત કરો છો ત્યારે હું ધ્રૂજુ છું. ભલે તમારે બ્રાહ્મણ ન જોઈએ; પણ એ ગંભીર વિધીના સાક્ષી કોઇક તો જોઈશે ને? તમને ભાન છે ખરૂં કે વિધીમાત્રનો નાશ કરવાથી કોઇ બદમાશ ગમે તેવા પ્રતિષ્ઠિત માણસની છોકરી ઉપાડી જઇને પાંચ સાક્ષી ઉભા કરીને કહેશે કે, "આ મારી સ્ત્રી છે" તો તમે શું કરશો? ..."



## પરદાપદ્ધતિ વિષે

હિંદુસ્તાનના ઘણા ભાગોમાં સ્ત્રીઓને પરદામાં રાખવાની પ્રથા પ્રચલીત હતી. આ કુરિવાજ ને ઉદ્દેશીને સરદારશ્રીએ બિહારમાં એક સ્થળે કહ્યું છે કે :

"તમને શરમ નથી કે તમારી સ્ત્રીઓને પરદામાં રાખીને તમે પોતેજ અર્ધાંગવાયુથી પીડાઓ છો? એ સ્ત્રીઓ કોણ છે? તમારી મા, બહેન, પત્ની એમને પરદામાં રાખીને તમે માનો છો કે તમે

એમના શિયળની રક્ષા કરી શકશો? એમનો એવડો અવિશ્વાસ શો? કે તમારી ગુલામી તેઓ બહાર આવીને જુએ તેથી તમે ભડકો છો? તમે એને ગુલામ પશુડી જેવી રાખી છે, એથી એની ઓલાદ તમે પણ ગુલામ પશુ જેવા રહ્યા છો. બારડોલીમાં મેં લોકોને કહ્યું કે તમારાં બૈરાંને મને મળવાની અને વાતો કરવાની છૂટ ન આપો તો મારે સત્યાગ્રહ નથી કરાવવો, બૈરાં સમજી ગયાં. સભામાં આવવા લાગ્યા. થોડા વખત પછી તો સભામાં પુરૂષો જેટલી જ સ્ત્રીઓ આવતી હતી. ઘેર જઈને તમારાં બૈરાંને હું કહું તે સંભળાવજો અને કહેજો કે ગુજરાતથી એક ખેડુત આવ્યો હતો તે વાત કરતો હતો કે તમે બહાર ન નીકળો તો આપણે માટે કદી સુખ નથી. મારૂં જો ચાલતું હોય તો બધી બહેનોને કહું કે આવા બીકણ અને બાયલાઓની સ્ત્રીઓ બનવા કરતાં એમને છેડા ફાડી આપો."

# ક્રાન્તિના પોકારો વિષે

"ક્રાન્તિની જય" "ક્રાન્તિની જય" આવા પોકારો નાદો કરનાર યુવકોને ઉદ્દેશીને તેઓ પ્રેરણા આપેલી કે :–

"એકવાર ક્રાન્તિ કરો, પછી જય બોલાવો તો. વસ્તુ નથી તેની જય શી બોલાવવી ? તમે ક્રાન્તિ ક્રાન્તિ શું કરો છો ? તમે તમારા જીવનમાં ક્રાન્તિ કરી નથી. ચાલુ જૂના વહેમો અને રીતરિવાજોને તમે વળગી રહેલા છો. પડદો તોડવાની તો તમારી હિંમત નથી. ચાલુ શાળાઓને કોલેજોમાં જઈને તમારે ક્રાન્તિ કરવી છે. તે શી રીતે થવાની છે? "મહાત્મા ગાંધીજી કી જય"ના ધ્વનિમાં જે ક્રાન્તિની જય સંભળાય છે તેવી બીજા કયા ધ્વનિમાં સંભળાય છે ? કારણ મહાત્માજી ક્રાન્તિનો અવતાર છે.



# જમીનદારી વિષે

જમીનદારી વિષે સરદારશ્રીએ ચંપારણના ખેડૂતોને સમજાવ્યું કે:—

"તમારી અને સરકારની વચ્ચે આ દલાલો ક્યાંથી આવીને બેઠા છે? એમના બાપદાદા જમીન ખેડવા ગયા હતા કે રળવા ગયા હતા? કોણે એમના હક્ક યાવચંદ્ર દિવાકરો સાબિત કરી આપ્યા? એ સરકારને અમુક જ રકમ આપ્યા કરે અને તમારી પાસેથી લેવાનું મહેસૂલ વધાર્યે જ જાય, એ કોના ઘરનો કાયદો છે? શા સારૂ તમે એ કાયદો માનો છો? શા સારૂ તમારા પેટનો ખાડો પુરાય નહિ ત્યાં સુધી તમે એને કશું આપવાને તૈયાર થાઓ છો? તમે તમારા ખાવા પૂરતું જોઇએ તેટલું જ અનાજ પકવીને બેસી રહોને એટલે એ લોકોને ખબર પડી જશે. જ્યાં જ્યાં અન્યાય લાગે ત્યાં ત્યાં સામા થાઓ નેતાઓ સાથે વાતો કરો. સંગઠન કરો, એક થાઓ અને દરેક અન્યાયી કર આપવાની ના પાડો. બારડોલીના ખેડૂત પાસે બીજી તાકાત ન હોતી. "ના" પાડીને બેસી રહેવાની

તેમનામાં તાકાત હતી. તેમને મરણનો ડર નહોતો. શા સારૂ તમે મરણથી ડરો? જમીનદાર અમર થઈને આવ્યો છે? એક વાર મરવું છે. પણ એની કુંચી નથી સરકારના હાથમાં કે નથી જમીનદારના હાથમાં. કેવળ ઈશ્વરના જ હાથમાં છે........તમારી જમીનમાં તમને જમીનદાર ઝાડ ન ઉછેરવા દે, તમારી જમીન બીજાને નામે કરી આપતાં જમીનની કિંમતના પચીસ પચાસ ટકા જેટલી સલામી આપવી પડે એ કોના ઘરનો ન્યાય? માત્ર તાકાત કેળવો, સંગઠન કરો, એકઠા થાઓ, તમારી માગણીઓ ડાહ્યા નેતાઓ પાસે નક્કી કરાવી તેટલી આપવાની જમીનદારોને ફરજ પાડો. નહીં તો તેમને કહી દો કે તેમને કોડી ન મળે અને દાણો અનાજ પણ નહી મળે.



## સત્તાલોભી કોંગ્રેસીઓને ઉદ્દેશીને

ગુજરાત પ્રાંતીક સમિતિના સભ્યો સમક્ષ તા. ૨૩–૧–૪૨ના સરદારશ્રીએ જણાવેલું કે:—

ગામની વાત કરતાં પહેલાં એ કોંગ્રેસમેનોની અંદરની વાત કરી લઉં, કેટલાક તો ગામને વટાવી જાય એવા છે. કોંગ્રેસના બે માણસો

એક ન થઇ શકે તો ગામડાંને શી રીતે તમે એક કરી શકવાના ? કોંગ્રેસમેનોએ પોતાનાં દિલ તપાસવાનો વખત આજે આવ્યો છે. એવાઓએ કોંગ્રેસને છોડી દેવી જોઇએ કે જેઓ એમ માનતા હોય કે મુલકનું ગમે તે થાય, પ્રાંતનું ગમે તે થાય, પણ મારે જગ્યા છોડવી નથી. મંત્રી બનવું છે. મારે મ્યુનીસીપાલીટીમાં જવું જોઇએ. લોકલ બોર્ડમાં જવું જોઇએ, એમ પણ માનનારા છે અથવા બહારનો બિનકોંગ્રેસમેન ગાળ દે તે સહન કરી શકું, પણ મારા સાથીઓ કહે તે હું સહન નહી કરી શકું, એવા પણ છે. આ વસ્તુ ન નીકળી તો તમને કહું છું કે તમે કંઇ કરી શકવાના નથી. એમાં તમે પ્રતિષ્ઠા વધારવાના નથી. ઉલટી એબ ખુલ્લી કરવાના એટલે આપણી પ્રાંતિક સમિતિના સભ્યોએ એક બાપની પ્રજા છે એ રીતનો સંકલ્પ કરી લેવો જોઇએ. બધાં સગાં ભાઇ બહેનો જ છે એમ રહેવાની તૈયારી કરવાની છે, એટલે તમે અહીંથી જાવ ને પછી તમારી જિલ્લા સમિતિની સભા બોલાવો, સાક્ષીઓને બોલાવો. સાને ભેળા કરો ને પ્રતિજ્ઞા લો કે દેશની આવી પરિસ્થિતિ છે ત્યાં સુધી તો આપણે સંગઠિત રહેશું જ.



# પંચાયતી અમલ ન્યાય વિષે

કિસાનોને ઉદ્દેશીને એક જાહેર સભામાં સરદારશ્રીએ જણાવેલું કે :-

'કિસાનોએ માંહે માંહે ટંટાફિસાદ કરીને કોર્ટબાજી કરવાનો ચડસ છોડવો જોઇએ. લડાઇ ઝઘડાનો નિકાલ ઘરમેળે પંચાયત મારફત કરાવી લેવો જોઇએ. ગામના આગેવાન કિસાનોએ એવો વિશ્વાસ સંપાદન કરવો જોઈએ કે જેથી ગામલોકો એમની ન્યાય બુદ્ધિ પર ભરોસો રાખી શકે. હજારો કિસાનો કોર્ટે ચઢીને રોજ ધન અને વખતની ખુવારી કરે છે. પરિણામે ન્યાય મેળવવાને બદલે પોતાનું સર્વસ્વ ગુમાવે છે. અને હંમેશ માટે કંકાસનાં બીજ વાવે છે. કિસાનોએ માંહોમાંહે મોટું મન રાખતાં શીખવું જોઇએ. નજીવી વાતોમા અંદર અંદર ઝઘડવું અને ઇર્ષા અદેખાઈ કરવાને બદલે એકબીજા તરફ માયામહોબત રાખવાં અને મદદ કરતા શીખવું જોઈએ. સંગઠન શકિત પેદા કરનાર કિસાને એકબીજા સામે દાવો માડી કદી પણ કોર્ટે ન ચઢવું જોઇએ.'

આ ઉપરાંત તા. ૧૩-૧૧-૧૯૪૯ ના રોજ અમદાવાદ શહેર અને નવરંગપુરા વિસ્તારને જોડતા નવા ગાંધીપુલના ઉદ્‌ઘાટન સમયે ભાષણમાં જણાવેલું કે:

'આપસ આપસનાં વેરઝેર ભૂલી જવાં જોઈએ. લોકોએ હવે એક બાપની પ્રજા બનીને રહેવું જાઈએ. હિન્દુસ્તાનમાં પહેલાં જેમ સ્વરાજ હતું – બધા કજિયા ગામપંચાયત મારફતે ચૂકવાતા ને ગામના વડીલો ગામની પ્રજાને પોતાની પાંખમાં લઈને બેસતા અને તેમને સાચવતા એ સ્થિતિ હતી તે સ્થિતિ લાવવી જોઈશે.'



## કેવળ સરકાર ઉપર આશા ન રાખો

:-તા. ૬-૭-૧૯૨૭ ના રોજ સુરત મુકામે મળેલી પહેલી સ્થાનિક સ્વરાજ પરિષદના પ્રમુખપદેથી

'આપણાં શહેરો નથી શહેરોમાં કે નથી ગામડામાં. શહેરમાં રહેવા છતાં અડધા તો ગ્રામજીવન ગાળતા હોય એવી દશામાં છે. અરધાં મકાનોને પાયખાનાં નથી. પોતાના ઘરનો કચરો નાખવાની જગ્યા નથી.

સાંકડી ગલીઓમાં અને ગીચ વસ્તી વચ્ચે રહેવા છતાં ઢોર રાખે છે. રસ્તાઓ પર ઠેક ઠેકાણે ટોળેટોળાં ઢોર આથડતાં હોય છે. સામાન્ય રીતે લોકો આરોગ્ય તથા સફાઇના નિયમો જાળવવામાં અતિશય શિથિલ છે, અને આવી બાબતમાં નથી સ્વધર્મ સમજતા કે નથી પાડોશીધર્મ જાણતા. પોતાના ઘરનો કચરો પાડોશીને બારણે ફેંકવામાં કશું ખોટું માનતા નથી. મેડાની બારીએથી કે છજામાંથી કચરો નાખતાં કે પાણી ઢોળતાં અચકાતા નથી. આપણી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ જોતાં અને શહેરોમાં પ્રવેશ કરતાં પરદેશીઓને કોઈ જગ્યાએ સ્વરાજનું ચિન્હ માલૂમ પડે એવું નથી. ગમે ત્યાં થૂંકવાની, ગમે ત્યાં લઘુશંકા બેસવાની, ગમે ત્યાં ગંદકી કરવાની લોકોને ટેવો છે. ગામડાંની સ્થિતિ શહેરો કરતાં સારી નથી. કોઈપણ ગામમાં પેસો તો ઉકરડાના ઢગલા પડેલા નજરે પડશે. ગામના તળાવની આસપાસ ગામનું પાયખાનું બની ગયેલું હોય છે. ગામના કૂવાની આજુબાજુ કીચડ થાય છે અને પાણી બગડે છે. આવી સ્થિતિમાં સરકારની સામે જોઇને બેસી રહેવું એને હું મહાપાપ ગણું છું.

મારો દૃઢ અભિપ્રાય છે કે આપણે ખરી વસ્તુસ્થિતિ સમજી લઈ સરકાર ઉપર આધાર રાખવાનું છોડી દઈ, આપણી જવાબદારીઓ આપણે પોતે જ ઉપાડતા અને લોકોને તે ઉપાડી લેવાનું સમજાવતા થઈ જવું જોઈએ.'



## આધુનિક શિક્ષણ વિષે

તા. ૯–૧૦–૧૯૪૦ના રોજ થામણાં ગામે જાહેર સભામાં સરદારશ્રીએ જણાવેલું કે:-

આજે જે કેળવણી આપવામાં આવે છે તે પોપટના જેવી છે. એમાંથી વિદ્યાર્થીના દિલનો અને શરીરનો એકતાર નથી થતો. નથી એનો માનસિક કે શારીરિક વિકાસ થતો. કેળવણી એવી હોવી જોઈએ કે વિદ્યાર્થીનું મન ખીલે, એનું શરીર ખીલે, એના આત્માનો વિકાસ થાય.

શિક્ષણનો હેતુ શાળા અને ગામ એક બીજાને પુરક બને. બંન્નેને એકતાર કરનાર હોવો જોઈએ.

ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારથી કહે છે કે અત્યારનું શિક્ષણ એ કુશિક્ષણ છે. એ આપણા હાથપગ ભાંગી નાખે છે. મન નબળું પાડી નાખે છે.

શિક્ષણ શારીરિક અને માનસિક કેળવણી સાથે સાથે અપાય એવું હોવું જોઈએ. ગામડા આજે જે પ્રકારનાં છે તેવા રહે તો ન બાળકોને શિક્ષણ આપી શકાય, ન ગામના લોકોને આપી શકાય. શિક્ષણમાં ધળખમ સુધારો કરવાની આવશ્યકતા છે.'



## બુદ્ધિનો વ્યભિચાર

: તા. ૧૨-૧-૧૯૩૦ના રોજ ગુજરાત વિદ્યાપીઠમાં આપેલા ભાષણમાંથી :

'જાતે ધન પેદા ન કરતાં બીજાનું લેવાની બુદ્ધિ ચલાવે એને હું બુદ્ધિનો વ્યભિચાર કહું છું. ગુજરાતની ખેતીમાં ખાતર કયું નાખવું, શો ફેરફાર કરવો એ વિષય પર તમે બહુ તો નિબંધ લખી શકો પણ એનો ઉકેલ ન કરી શકો. આ રીતની તમારી બુદ્ધિ અને તમારા શિક્ષણનો શો ઉપયોગ?'

'તુલસી કહે છે તેમ "પરધન પથ્થર માનીએ પરસ્ત્રી માત સમાન" એટલું જ તમે શીખો તો વિદ્યાપીઠના સારામાં સારા સ્નાતક થઈ શકો. તમે એક પણ ચોપડી ન વાંચો તો ચાલે. સારું ચારિત્ર ખીલ્યું હશે તો બુદ્ધિ તો ખુબ ખીલવાની.'

'પુસ્તકીય કેળવણીની પરવા ન કરો. આવા ખૂબ માણસો મળે છે, અને ઘણા ખરા ગુજરાત ક્લબમાં નવરા રહે છે તે ભાડે પણ મલશે. તમે ભાષણો, ચર્ચાઓ કેવી રીતે કરો છો, લેખ કેવી રીતે લખો છો એ નહિ પણ દરિદ્ર માણસોનું સંકટ કેવી રીતે દૂર કરી શકો, સ્વરાજ્યના સિપાહી કેવી રીતે બની શકો તેનો વિચાર કરો. એ જ વધારે મહત્ત્વનું છે.'



## સંગઠન વિષે

૧૯૩૬માં સંયુક્ત પ્રાંતમાં કિસાનોની સભામાં બોલતાં સરદારશ્રીએ જણાવેલું કે:—

'સંગઠન વિનાનું સંખ્યાબળ એ બળ નથી. સૂતરના બારીક તાર જુદા જુદા હોય છે. ત્યારે હવાના સપાટાથી પણ તૂટી જાય એવા કમજોર હોય છે, જ્યારે મોટી સંખ્યામાં ભેગા થઈને મહોબત કરે છે, તાણાવાણામા વણાઈને કપડાનું રૂપ લે છે ત્યારે એની મજબૂતી, સુંદરતા, અને ઉપયોગિતા અદ્‌ભુત બની જાય છે. કિસાનો જ્યારે સૂતરના

તારાની જેમ પરસ્પર મહોબતથી એક સંગઠન ઊભું કરશે ત્યારે એમને પોતાની શક્તિનું ભાન થશે અને એનું માપ જડશે. એકલો અટૂલો કિસાન જો જાતનું ભલુ તાકતો હોય તો એણે પોતાનું મજબૂત સંગઠન ઊભું કરવું જોઇએ અને એકબીજા તરફ પ્રેમ અને વિશ્વાસ કેળવવો જોઇએ. એણે એ સમજી જવું જોઇએ કે તમામ કિસાનો એકજ પિતાનાં સંતાનો છે. પુખ્ત ઉમરનાં તમામ કિસાન ભાઇ-બહેનોએ આ સંઘના સભ્ય થઇ જવું જોઇએ. આટલાથી જ કામ નહીં પતે, પણ આ સંગઠનને જીવતું જાગતું રાખવા અને શક્તિશાળી બનાવવા સારી પેઠે પ્રયત્ન કરવો જોઇએ.'



# નીડર બનો

:- તા. ૨૯–૩–૧૯૨૧ના રોજ મોડાસા મુકામે એક જાહેર સભામાં ભાષણ આપતા જણાવેલું કે :– 'એક જ વાત ધ્યાનમાં રાખવાની છે કે મરવાનું એક જ વખત છે. દરેકને માટે કાથી ને વાંસ સિવાય

બીજું છે જ નહી. તમારી પાસે એવી કઇ ચીજ છે કે તમે સાથે લો છો? તો તમે કેમ ડરો છો? તમે એક વાત ભૂલી જાઓ છો. તમને અને મને પેદા કરનાર એક છે. તમે પવિત્ર થાઓ. એબ કાઢી નાખો તો તમારે કોઈથી ડરવાનું નથી. જે વખતે તમે નીડર થયા, તેજ વખતે તમે સ્વતંત્ર છો. જેમ જેમ લોકોમાંથી ડર જાય છે, તેમ તેમ સરકારમા ડર દાખલ થાય છે. જ્યારે લોકો નીડર થશે ત્યારે દેશ સ્વતંત્ર થઇ જશે. સરકાર રૈયતની મરજી વિરુદ્ધ રાજ્ય કરે છે માટે એને ડરવાનું છે. આપણે ડર કાઢી બીજાને ડરાવીએ તેના જેવું એકે બીજું પાપ નથી માટે તમે ઇશ્વરનો ડર રાખો. પહેલાં તમે ડર કાઢી નાખો, અને સ્વતંત્ર થાઓ, એટલે ધર્મનું રક્ષણ થશે. જેમના પગમાં જંજીર છે. તેનાથી કેવી રીતે પોતાના ધર્મનું પણ રક્ષણ થઇ શકે?'



# વિદ્યાપીઠના સ્નાતકોને

તા. ૧૨–૨–૧૯૩૯ ના રોજ ગુજરાત વિદ્યા-પીઠમા સ્નાતકોના સંમેલન વખતના પ્રવચનમાંથી.

'કમનસીબે આજે એક વર્ગ એવું માનતો થઇ ગયો છે કે છાપામાં લેખો લખવાથી ઝટ નેતા થઈ શકાય, પબ્લિસિટિ કર્યાથી આગળ વધી શકાય, પ્લેટફોર્મ પર ચઢીને ભાષણ કર્યાથી મહાન નેતા થઇ શકાય અને ગમે તે મંડળ કાઢી તેના મંત્રી કે પ્રમુખ બન્યાથી મોટી મોટી ખુરસીએ બેસી શકાય. પરંતુ એ તો બધા પડવાના રસ્તા છે. જે માણસ સિપાઇગીરી નથી જાણતો તે સેનાપતિ નથી થઈ શકતો જે માણસ અદ્ધર ચઢે છે તેને પડવાનો પણ ભય છે. પણ જે જમીન પર ચાલે છે, એને ભય નથી. તાત્કાલીક નેતા બની જવા માટેનું કોઇ સ્થાન નથી. પણ પગથિયે ચાલનાર માટે મોટો અવકાશ છે. ખરો રસ્તો તો ધીરે ધીરે કામ કરીને આગળ વધવાનો છે.



# ચોકખાઈ વિષે

સંયુક્ત પ્રાંતના કિસાનોને સંબોધતા સને ૧૯૩૬ માં સરદારશ્રીએ જણાવેલું કે :

'કિસાનોએ ગામની ગલી કુંચીઓ, રસ્તા, મહોલ્લા, કૂવા, તળાવ તથા ગોચરને ચોખ્ખા રાખવાં જોઈએ. રસ્તા સાફ રાખવા જોઈએ. ગામની ચારે બાજુ છાણના ઢગ તથા ગામની અંદર ઠેર ઠેર કચરો કસ્તર અને ગંદકીનું તો પૂછવું જ શું? આપણાં ઘરના આંગણાં પણ આપણે સાફ રાખતા નથી. આ ગંદકીને લીધે માખી, મચ્છર, માંકડ, ડાંસ વગેરે જીવજંતુ રાતદહાડો હેરાન કરે છે, અને જાતજાતના રોગ ફુલાવે છે. આ બધી બાબતોમાં સરકાર કરતાં આપણી જવાબદારી વધારે છે. ગામની આસપાસ ગમે ત્યાં હાજતે બેસવું એ સ્વચ્છતા અને સભ્યતાના નિયમ વિરુદ્ધ તો છે જ. ઉપરાંત કેવળ અજ્ઞાનને લીધે આવા કિંમતી ખાતરનો નાશ થવાથી કિસાનોને બેહદ નુકશાન થાય છે. મનુષ્યના મળ કરતાં ઉતમ ખાતર બીજું એકે નથી, એ વાત વિજ્ઞાનની રીતે સાબિત થઇ

ચુકેલી છે. જે કિસાન પોતાના વાડામાં કે ખેતરોમા ખાડા ખોદી તેમાં મળત્યાગ કરી તેને માટીથી ઢાકી દે, તો થોડાજ દહાડામા સુરજના તાપથી તથા માટી સાથે મલી જવાથી કિમતી અને સુગંધીદાર ખાતર થઈ જાય છે વર્ધાની આસપાસ આવેલાં ગામડાના લોકો જે ગામની નજીક સાર્વજનીક રસ્તાઓ પર હાજતે બેસતા હતા તેમનુ મેલું જાતે ઊઠાવીને મહાત્મા ગાધીજી અને તેમના સાથીદારો એ અજ્ઞાન કિસાનોને, તથા શુદ્ધ ખાતર મફત બનાવવાનો પદાર્થપાઠ આજ કેટલાક દિવસથી શીખવી રહ્યા છે. કિસાનોએ આળસ છોડીને ઘર તથા ગામ કેમ ચોખ્ખા રખાય તે શીખી લેવું જોઇએ. જે આપણો સંગઠન સંઘ જીવતો જાગતો હોય તો આવું જાનવર જેવું જીવન જીવવા જ ન દે.'



## મુંબઈના વેપારીઓને ઉદ્દેશીને

સને ૧૯૩૭ માં પ્રધાનોએ હોદ્દાઓનો સ્વીકાર કર્યા બાદ ઠેર ઠેર કોંગ્રેસ પ્રધાનોના માનમાં પાર્ટીઓ મીજલસો ગોઠવાતી તેની એક મીજલસમાં વેપારી બંધુઓને ઉદ્દેશીને સરદારશ્રીએ જણાવેલું કે: –

'સ્વાગત ના અર્થમાં એક વસ્તુ એ છે કે મુંબઇની વેપારી જનતાનો આ પ્રધાન મંડળને પુરેપુરો સાથ છે. .... બીજી વસ્તુ એ છે કે આ કાંઇ વ્યક્તિનો પ્રશ્ન નથી. પ્રધાન મંડળમાં કોઇ પણ હોય. કોંગ્રેસ કંઈ વ્યક્તિની પૂજા કરતી નથી. કોંગ્રેસ વ્યકિતને બદલે સિદ્ધાન્તને માનનારી છે, અને આજે સ્વાગતો થઈ રહ્યાં છે, તે વ્યક્તિના નથી પણ કોંગ્રેસના છે. જો આજે કોઇ એમ કહે કે આ સાત પ્રધાનો કરતાં રતીભાર પણ વધુ કાર્ય કોઈ બીજા કરી શકે એમ છે તો કોંગ્રેસનો હુકમ થતાં એ સ્વમાનવાળાં ભાઇઓ રાજીખુશીથી ખુરશી ખાલી કરીને ચાલ્યા જશે, અચકાશે નહીં ........

ગુન્હેગારો પકડવા માટે પોલીશની મદદ લેવી એના કરતાં ગુન્હા થતા અટકાવવા એમાં આપણી

શોભા છે. આમ કરશો તો પ્રધાનોનો દીવો જોરથી પ્રકાશવાનો છે. નહીતર ડબ્બો ગુલ થવાનો છે. તેથીજ વેપારી વર્ગને મ્હારે કહેવાનું કે એક વખત માર્ગ સરળ કરો. અને પ્રધાનોના હાથ મજબુત કરો. હું તો કહું છું કે વેપારીઓએ તે માટે કોંગ્રેસ કમિટિનો કબજો લેવો જોઇએ કોંગ્રેસના સભ્યો બનો અને બી. પી. સી. સી. માં તમારા સાચા માણસને મોકલો યોગ્ય માણસો મોકલો. પ્રજાની સેવા કરે તેવા મોકલો. સાચા સ્વાર્થી ન હોય એવા, મુલકની જેમને પડી હોય એવાનેજ મોકલો. તમારે સમજી લેવું જોઇએ કે જે દિવસે કોંગ્રેસમાં મુખ્ય માણસો નાલાયક હશે તે દિવસે હિંદનો દી ઉઠી ગયો હશે.'



## નવ જુવાનોને

તા. ૨૫-૧૨-૩૭ ના રોજ રાજપીપળાની લોકસભાના પ્રમુખ સ્થાનેથી આપેલા ભાષણમાંથી:

"હવે બે શબ્દો નવજુવાનોને કહું છું. નવયુવાનો અહીં સારી સંખ્યામાં હાજર છે પ્રજાની

સેવાની તેમને હોંશ છે. પણ તે એકલા તમાશા જોવા ન આવે. ભાષણ કરતા શીખવા ન આવે. સેવાને ખાતર સેવા કરતાં શીખવાની ધગશ હોવી જોઈએ. સેવા ધર્મ કઠણ છે. કાંટાની પથારી પર સુવા જેવો છે. સત્તામાં જેટલો મોહ છે, પડવાનાં જોખમો છે, તેટલાં સેવાની રીતમાં પણ પડેલાં છે. થોડો ત્યાગ કરનારને હિંદુસ્તાનમાં લોકો પૂજે છે. એથી તો લાખો પાખંડીઓ પૂજાય છે. ભગવું પહેર્યું એટલે ભોળો હિંદુ તેને સાધુ માને છે. ભગવાધારી એટલા સાધુ નથી. તેમ ધોળી ટોપી ને ધોળું કુડતું પહેર્યું એટલે ગાંધીનો માણસ નથી થઇ જતો. થોડું ભાષણ કરતાં આવડે, છાપામાં લખતાં આવડે એટલે નેતા થયા એવો ખ્યાલ જો નવજુવાનોમાં હોય તો તે ભૂલ ભરેલો છે. પગથિયે પગથિયે ચઢવું જોઈએ. અને તે માટે પરિશ્રમ પણ ઉઠાવવો જોઇએ.'

●

# ખરૂં જેલખાનું કયું ?

૧૯૩૦માં સાબરમતી જેલમાંથી છુટીને આવ્યા બાદ અમદાવાદની જનતા સમક્ષ કરેલા ભાષણમાંથી.

'તમારો બધાનો ઉત્સાહ જોઇ હું હર્ષઘેલો થઈ જાઉં છું. તમે હવે બતાવી દો કે આ ઉત્સાહ એ ક્ષણિક નથી, એ એક પળ માટે આવેલું પૂર નથી, પણ એક સમર્થ તપસ્વીની દશબાર વર્ષની પ્રખર તપશ્ચર્યાનું ફળ છે. આજે મને ઘણા સલાહ આપતા હતા કે મારે ભાષણ ન કરવું, મારે ફસાઈ ન પડવું. વળી કેટલાક કહેતા હતા કે મારે આજની સભામાં ન આવવું. કારણ કે તેમને ભય હતો. પણ મ્હારા હાથની રેખામાં જેલની વાત જ નથી. જેલ જવાનું મેં જાણ્યું જ નથી. આ સરકારની જેલ એ તે કંઈ જેલખાનું છે ? ખરૂં જેલખાનું તો માયાનું બંધન છે, આ આપણા આત્માને જ મોહ, માયા ને કામક્રોધનાં બંધન સ્વેચ્છાથી તોડયાં છે. એ માણસને આ જગત પરનું બળવાનમાં બળવાન એવું કોઈ પણ સામ્રાજ્ય બંધનમાં રાખી શકવાનું નથી. આથી જ હું કહું છું કે જેલ તો મને કંઈ હિસાબમાં નથી, અને આ જીંદગીમાં તો તે મારે મન કંઇ જ નહી હોય.

વિભાગ ૩.

# વિનોદી ટુચકાઓ

સરદાર તેમના મશ્કરા સ્વભાવથી અને વિનોદી વૃત્તિથી તેમના મિત્રોના સહજમાં માનીતા બની જતા. તેમનો આનંદી સ્વભાવ ભલભલા દુઃખોમાં આશ્વાસનનું સાધન બનતો. ગાંધીજીએ યરવડા જેલમાંથી શ્રીનિવાસ શાસ્ત્રીને લખેલ એક પત્રમાં જણાવેલું કે સરદાર "એમની મશ્કરીઓના સપાટાથી દિવસમાં કેટલી યે વાર મ્હને પેટ પકડીને હસાવે છે." સરદારની વિનોદવૃત્તિ દર્શાવતા કેટલાક પ્રસંગો:—

૧. તા. ૧૧—૬—૩૨ ના રોજ જેલમાં બાપુને હાથે દુઃખાવો વધતો જતો હતો તોય કાંતવાનું છોડતા ન હતા. સરદાર કહે: "આ અંગુઠા ઉપરથી કોણી સુધી પહોંચ્યું. એ કોણી ઉપરથી ખાંધે આવશે. હવે રહેવા દો ને બહુ કાંત્યું."

બાપુ: કોક દિવસ તો કોઇની ખાંધે ચઢવું પડશે જ ને?

સરદાર: ના રે, એમ ન થાય. દેશને અધવચ મૂકીને ન જવાય. એક વાર વહાણ કિનારે

લાવો. પછી જ્યાં જવું હોય ત્યાં જજો. હું સાથે આવીશ.

૨. તા. ૨૫–૧૨–૩૨ ના રોજ બારડોલી આશ્રમનાં મકાનો વેચવા કાઢ્યા છે એવી ખબર આવી તે પરથી સરદારે કહ્યું:

"સારું છે વેચાઇ જાય તો. આપણા હાથમાં સત્તા આવશે ત્યારે એ બધાં પાછા આપે જ છૂટકો છે. સત્તા ન આવે ત્યાં સુધી એમનાં મકાનો (એટલે જેલો)નો કબ્જો આપણી પાસે પડેલો જ છે ને?

૩. તા. ૭–૧–૩૩ ના રોજ બાપુ સાથે વાત કરતાં જેલમાં ઠક્કર બાપા બોલેલા. "તમારે હવે અહીં કયાં લાંબું રહેવું છે?"

બાપુ: 'પાંચ વર્ષ તો ખરાં જ'. એ ઉપરથી શ્રી નરહરિએ પુછેલું કે "પાંચ વર્ષ રહેવું પડશે એમ બાપુ માનતા હશે?"

સરદારે કહ્યું: નાહકનો ગભરાય છે. એમાં ગભરાવાનું શું છે? એટલે ૬૯–૭૦ વર્ષ જીવશે એવું તો નક્કી થયું ના? પછી શું?

૪. યરવડા જેલમાં રાત્રે વરસાદ આવે ત્યારે ઉપાડીને વરંડામાં લાવવા સુગમતા થાય તે માટે બાપુએ હલકો ખાટલો માગ્યો. મેજરે પુછ્યું. "કાથાની દોરીવારી ચાર પાઈ છે તે ચાલશે?"

બાપુ: હા.

મેજર: તમો કહો તો કાથાની દોરી કાઢીને એના ઉપર પાટી ભરી આપીશ.

બાપુ: આના ઉપર પાટી ભરવાની કશી જરૂર નથી. મારી પથારી આજે એના ઉપર કરજો.

સરદાર: અરે શું? અના ઉપર તે સુવાતું હશે? ગાદલામાં કાથાના વાળ ઓછા છે, જે કાથાની દોરી ઉપર સુવું છે?

બાપુ: પણ જુઓની, આ ખાટલો કેવો સ્વચ્છ રહી શકે છે?

સરદાર: તમેય ખરાં છો. એના ઉપર તો ચાર નાળિયેર ચાર ખૂણે બાંધવાના બાકી છે. એવો અપશુકનિયો ખાટલો નહી ચાલે. કાલે પાટી ભરાવી દઈશ.

૫. તા. ૪–૧૧–૩૨ના રોજ બાપુએ વળી એક બીજા ઉપવાસની વાત કાઢી અને પોતે ને પોતે

કહ્યું: પણ આની સામે એક વાંધો છે. સરકાર એમ ધારે કે આને કોઈ પણ રસ્તે બહાર નીકળવું જ છે. કેમ વલ્લભભાઇ તમે શું કહો છો?

સરદાર: (ચિડાઇને) "હવે તમે જરા જંપીને બેસવા દો લોકોને. બિચારા ત્યાં ભેગા થયા છે એમને મુઝે એમ કરશે. ત્યાં વળી તમે પિસ્તોલ બતાવી શા સારૂ લોકોને અકળાવો છો? બીજા માણસોને લાગશે કે આ માણસ નવરો છે. ટાણે કટાણે એ તો ઉપવાસ જ કર્યા કરે છે છૂટવાને માટે આ બહાનું છે એમ માને એ તો વળી જુદી વાત."

બાપુ: (હસીને). "પણ મહાદેવ કહે છે તે પ્રકારનો ઉપવાસ?"

સરદાર: "કોઈ પણ રીતનો નહી."

બાપુ: "ત્યારે પ્રમુખ સાહેબની સાવ નામંજૂરી જ છે ના!"

સરદાર: "હા."

બાપુ: "વારૂ, ત્યારે એ વાત ગઈ. તમે ના કહો તે થાય?"

સરદાર: "એ તો અમારી પરીક્ષા કરવા તમે પૂછેલું. અમે ના કહીયે તો તમે હા કહો. અને અમે હા કહીયે તો તમે ના કહો એવા છો."

બાપુ: "વાહ, તો તો મારે ઉપવાસ કરવા જ જોઇએ. ખરૂ ના!"

સરદાર: (હસીને) "ઉપવાસ કરવા હોય તો કરોને આ બધા ગોળમેજીમાં ચાલ્યા તેમની સામે?"

બાપુ: "એ તમારે કરના જોઇએ. જાઓ તમને રજા આપું છું."

સરદાર: "હાસ્તો, હું શા સારૂં કરૂં? હું કરૂં તો એ લોકો મને મરવા દે. તમારા તો એ બધા મિત્રો છે એટલે કદાચ માને! પણ ગયેલા કાંઈ પાછા આવવાના છે! જવા દો એ વાત. પણ એક વાત છે. આ દેશમાં બધા ઠંડાગાર થઇને હારીને બેસી ગયા લાગે છે. તેની સામે ચાલોને ત્રણે જણા ઉપવાસ કરીએ."

બાપુ: "એ વાત સો ટકા સાચી. પણ એનો અવસર આજે નથી આવ્યો, એ અવસર આવે ખરો. પણ આજે નથી એમ મને સ્પષ્ટ લાગે છે."

સરદાર: "જો તમારી રજા હોય તો એને માટે તો હું એકલો ઉપવાસ કરૂં."

તા. ૨૪–૧૧–૩૨ના રોજ મોડે સુધી ગાંધીજીને કાગળો લખવામાં મદદ કરતા હતા. તે વખતે એક જણે કાગળમાં લખેલું કે તેની સ્ત્રી કુરૂપ છે એટલે ગમતી નથી. એટલે તેઓએ વાંચીને તરત જ બાપુને કહ્યુ: "લખોને કે તારી આંખ ફોડી નાખીને તેની સાથે રહે, એટલે કુરૂપ જોવાનું નહી રહે!"

એક જણે ફરી પરણવાનો આગ્રહ કરનારની દલીલ આપી હતી કે એણે મારા પર ઉપકાર કર્યો છે, અને એને ત્રણ છોકરી કુંવારી છે. ન્યાતમાં વરની અછત એટલે મ્હને આગ્રહ કરે છે.

સરદાર કહે: "ત્યારે ત્રણે છોકરીઓને પરણી લે તો શું ખોટું!"

૭. સાબરમતી જેલમાં અ અને બ વર્ગના કેદીઓએ પણ ક વર્ગના કેદીઓનો ખોરાક લેવાનું શરૂ કર્યું. ત્યારબાદ સરદાર સહિત બધા કેદીઓના ઉપવાસ વિગેરેના કારણે સરકારે તેમને હરવા ફરવાની છૂટ આપી તેમજ વાંચવા લખવાની પરવાનગી આપી. આ સમયે તેઓએ સરદાર સાથે પત્રવ્યવહાર કરવામાં જે સાંકેતિક શબ્દો યોજેલા તે ઘણા રમુજી હતા. ક વર્ગના કેદી પ્રત્યેના વર્તાવ માટે Health શબ્દ યોજ્યો હતો. અને Hunger Strike માટે Dr Ansaris's treatment એ શબ્દ યોજ્યો હતો. My health is not Good. I therefore propose to begin Dr. Ansari's treatment. એટલે કે અહિં અમારા પ્રત્યે વર્તન સારૂં નથી. અને ઉપવાસ શરૂ કરવાના છીએ. My health is improving એટલે હમારા પ્રત્યેના વર્તાવમાં ઘણો સુધારો થયો છે. I am patient about my health એટલે હાલ ધીરજ રાખવી. સરદાર જેલમાં રહ્યા રહ્યા પણ આવી ગમ્મત ઉડાવતા.

●

વિભાગ ૪.

# પત્રો.

## ૧. મીઠાશથી કામ લેવા બાબત.

[ તા. ૯-૧૨-૩૨ ના રોજ ચી. ડાહ્યાભાઇને લખેલ પત્રમાંથી ].

"એક બે વાતો ઉપર લખવાનો વિચાર હતો પણ તમે પથારીવશ હતા એટલે લખતો ન હતો. હવે કંઇક ઠીક થયું છે એટલે લખું છું. એ વાત ઉપર બરોબર વિચાર કરી ભૂલ થતી હોય તો સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. તમો ઓફીસમા કાગળો લખો છો. તેમાં ભાષા ઉગ્ર અને સામાને માઠું લાગે તેવી હોય છે. ઓફીસમાં કોઇની સાથે આપણી જબાનથી કે કલમથી વિરોધ થાય અગર કોઇને દુઃખ લાગે તે સારૂં ન જ ગણાય. એથી ભવિષ્યની ઉન્નતિમા વાંધા આવે, એટલું જ નહી પણ એથી આપણી આબરૂ બગડે. વખતે આપણા મોઢે કોઇ ન કહે. પણ તેથી શું ? ખરૂં જોતાં આપણાથી નાના માણસો હોય તેની સાથે મીઠાશથી કામ લેવું જોઇએ. આપણા સાથીઓ અને ઉપરીઓની સાથે પણ યોગ્ય મર્યાદામાં રહી યોગ્ય

વર્તન રાખવું જોઇએ...............કોઇની સાથે બોલી બગાડવામાં ફાયદો ન જ હોય. આપણે કરવું હોય તે કરીયે. પણ આપણી સ્વતંત્રતાનો અર્થ એ નથી કે આપણે બીજાનો તિરસ્કાર કરીએ. ગૃહસ્થનું એ ભૂષણ ન ગણાય. તેથી આપણા સ્નેહીઓને પણ મુંઝવણ થાય. આ વિષે વિચાર કરી જ્યાં જ્યાં ભૂલ થતી હોય ત્યાં ત્યાં સુધારજો. કોઇને માઠું લાગવા જેવું લખ્યું હોય તો તેની માફી માગી તેની સાથે ભળી જજો અને તેનો પ્રેમ સંપાદન કરજો. કોઇની સાથે દુશ્મનાવટ ન કરજો, મ્હને ખુલ્લા દિલથી લખજો. કશું દુઃખ ન લગાડશો. મારો સ્વભાવ પણ એક વખત કડક હતો. પણ મ્હને એ વિષે ખૂબ પસ્તાવો થએલો છે. અનુભવથી તમને લખું છું."

૨. દુઃખ ન લગાડવા વિષે.

[ ઉપરોક્ત પત્રના ડાહ્યાભાઇએ ખુલાસો કરેલો તેના જવાબમાં તા. ૯-૧૨-૩૨ ના રોજના પત્રમાંથી]

"મને તો ખબર મલી એ તમને લખેલી હતી. આપણા સ્નેહીઓ આપણો કોઇ દોષ બતાવે તો તેનું દુઃખ ન લગાડવું જોઇએ. તેનું દૃષ્ટિબિંદુ

સમજવા પ્રયત્ન કરીએ તેથી આપણને હમેશાં લાભ થાય છે. કોઇ આપણા ઉપર ઇર્ષાથી આરોપ મુકતો હોય તો આપણને દુઃખ લાગે એમ બને. પણ તમારા સ્નેહીઓને જે લાગે તે મ્હને જણાવે તેમાં તો ઇર્ષા ન હોય તેમના વિચારમાં દોષ ન હોય તો તેમને સમજવા પ્રયત્ન કરવો જોઇએ.'!

૩. મન પ્રફુલ્લિત રાખવા વિષે.

[તા. ૧૬-૪-૩૪ના રોજ કુ. મણિબેનને લખેલ પત્રમાંથી]

'મન પ્રફુલ્લિત રાખતાં આવડે તો શરીર સામાન્ય રીતે સારૂં રહે છે. પણ મનમાં ઉદાસ બનાવનાર તર્કવિતર્ક આવ્યા કરે તો તેની માઠી અસર શરીર ઉપર થયા વીના રહેતી નથી. જો ભજનમાં મન પરોવી શકાય અને એમાં આનંદ આવે અને બહારની દુનિયામાં શુ થાય છે કે થશે એની જરાયે પરવા ન કરીએ તો દિવસો ખુબ આનંદમાં જાય. કેટલાક મન ગમતાં ભજનો કંઠે કરી લીધા હોય તો પછી મોજથી ગમે ત્યારે એનું રટણ કરી શકાય. રાત્રે ઉંઘ બરાબર આવવી જોઇએ. જો ઉંઘ સારી આવે તો કશી મુશ્કેલી ન આવે.'

### ૪. તબીયત સાચવવા વિષે.

[ ૩૦-૬-૩૩ના રોજ મણિબહેનને યરવડાજેલ માંથી લખેલા પત્રમાંથી ]

'તમારી તબીયત સંભાળજો. ચોમાસુ આવ્યું એટલે હરવા ફરવાનું ઓછું થઈ ગયું હશે. વરંડા ઉપર ફરવા જેવું હોય તો ત્યાં, નહી તો કોટડીમાં પણ બે એક કલાક ફરવું તો જોઇએ જ. બેઠાં બેઠાં ખોરાક પચે નહી. પગે હવે આરામ થઇ ગયો હશે. મનની શાંતિ મેળવવાનું તો તમારા પોતાના હાથમાં રહ્યું. એમાં બીજાની મદદ બહુ થોડી મળી શકે. ચિંતા ઇશ્વરને સોંપી દેવી ભૂતકાળને ભુલી જઇ ભવિષ્યને સુધારી લેવું એજ ડહાપણ ગણાય. આ જગતમાં અનેક માણસો ભૂલાં પડે છે. એમાંથી ઘણાં ભૂલાં પડેલા માર્ગેથી પાછા ફરી શકતા નથી. ઘણા તો ભૂલાં પડયાં છે. એમ સમજતાં જ નથી જેના કંઇક પૂર્વજન્મના પુણ્ય હોય તેજ સમજી શકે. તેઓ પાછા ફરી જાય છે એટલે તરી જાય છે. તમે તો હજી નાના છો એટલે જીવન સુધારી લેવાનો અને સફળ બનાવવા-નો ભારે અવકાશ તમારી સામે છે. તેથી જરાયે ચિંતા કરવી નહી.'

### ૫. કૌટુમ્બીક જીવન વિષે.

[ કુઃ મણીબેન જેલમાંથી તાજા છુટીને આવેલાં તે પ્રસંગે તા. ૧૦-૧૦-૩૩ ના રોજ લખેલ પત્રમાંથી ].

"ડાહ્યાભાઈના લગ્નના સંબંધમાં તો એમનો જે વિચાર થાય તે ખરો. એકલા રહી શકાય તો ઉત્તમ ગણાય. જેમ એકલા રહેવામાં દુ:ખ છે તેમ ઓરમાયામાં થાય તેમાં પણ દુ:ખ છે. બેમાંથી પોતાની મરજીમાં આવે તેમ તેમણે કરવું."

"હવે તમે થોડો વખત ડાહ્યાભાઇ સાથે રહી શકશો. બેઉ ભાઇબ્હેન કયાંક વખત અને એકાંત કાઢીને પેટ ભરીને વાતો કરી લેજો. વારંવાર વખત મલતો નથી. દિલના ખુલાસા કરવાના હોય તે કરી લેજો. પણ કશી ચિંતા ન કરશો. બહુ મોટા કુટુંબ-કબીલો હોય તેમાં કાંઇ સુખ હોય છે એમ નથી. થોડા હોઇએ તો સુખેથી રહી શકીયે અને થોડું દુ:ખ ભોગવવું પડે એમ બને. બાકી સંસારમા સુખદુ:ખ એ તો તડકોછાંયડો હોય એમ ચાલ્યા જ કરે છે. વળી સુખદુ:ખ એ તો મનનું કારણ છે. સંસાર માયાથી ભરેલો છે. થોડી માયાવાળાને થોડું દુ:ખ, ।એટલે માયા અને જંજાળ વધારવામા લાભ નથી."

૬. મગાસ્નેહિને મદદ વિષે.

[તા. ૮-૭-૩૪ના રોજ ચિ. ડાહ્યાભાઇને લખેલ પત્રમાંથી].

"તમે લખો છો એ બધું જ સાચું હોય તો પણ તમારા વિચારમાં દોષ હોય એમ મને લાગે છે. આપણે એમનાં જેવા થઇએ તો પછી આપણામાં અને એમનામાં ફેર શો રહ્યો ? અપકારનો બદલો ઉપકારથી વાળવો એ ડાહ્યા માણસનું કામ છે. બૂરાની સાથે બૂરાઇ કરનારાં તો જગતમાં ઘણાંય છે. એની મા ગમે તેવી હોય તેમાં એ છોકરાનો શો દોષ ? એને કેમ નોકરી અપાવતા નથી એનો વિચાર આપણે ન કરીએ. એ આપણો છે અને આપણે અપાવી શકીયે તો અપાવવી જોઇએ. તમે એનો કાગળ જોઈ ક્રોધે ભરાયા લાગો છો. એના ઉપર ક્રોધ ન શોભે. એની માનો કે બીજાનો દોષ હોય એનો ક્રોધ એ નિર્દોષ બાળક પર ન હોય.................. આપણો ધર્મ સૌને જેટલી મદદ થાય તેટલી મદદ કરવાનો તો છે. એ ન કરીએ તો આપણે આપણો ધર્મ ચુકીએ. આ વાત તો તમે ક્રોધ છોડીને વિચારો તો સમજ પડે. અકળાવાથી ન બને. કોઇના બોલવા

અગર લખવા ઉપર ગુસ્સો કરવો એ આપણને શોભે નહી. સામાના ક્રોધની સામે પ્રેમથી જ કામ લઇ શકાય. આપણે તો ઉદારતાથી વિચાર કરવો જોઇએ. પણ આ બધું તમને ન સમજાય એ હું સમજી શકું છું. સામાન્ય વિચારસરણી તમારા જેવી જ હોય છે. એમાંથી બહાર નીકળવું કઠણ છે, પણ એ જ ઉત્તમ છે."



નેતાઓના ઉદ્ગારો —

## સરદાર વિષે

ગાંધીજી:—

સન ૧૯૨૩ માં જેલમાંથી છુટ્યા બાદ ડૉક્ટરોની સલાહ પ્રમાણે જૂહુ પર રહેતા. તા ૬-૪-૨૩ ના નવજીવનના અંકમાં તેમના કારાવાસ દરમિયાન ગુજરાતમાં સરદારશ્રીની દોરવણી નીચે થયેલી કામગીરી વિષે તેમણે જણાવ્યુ હતું કે :–

"ગુજરાતનો છેલ્લાં બે વર્ષનો ઇતિહાસ ગુજરાતીને શોભાવનારો છે. જે ગુજરાતને શોભાવે તે હિંદુસ્તાનને શોભાવે. આપણી પ્રવૃત્તિ એવી છે કે

તેમાંની જે વસ્તુ એક પ્રાંતને લાભ દે તે સમસ્ત હિંદુસ્તાનને લાભ આપે. તેથી જેટલે અંશે ગુજરાત ચઢયું છે તેટલે અંશે આખો દેખ ચઢયો છે. વલ્લભભાઇની કાર્યદક્ષતા દરેક અંગમાં જોઈ શકાય છે. જેવા તે તેવા તેમના સાથીઓ. બોરસદ સત્યાગ્રહ એ સાત્વિક ઉદ્યમનો ઉજ્જવળ દાખલો છે ....જો બોરસદનો સત્યાગ્રહ કરીને ગુજરાતે આરામ લીધો હોત તો પણ કોઈ આંગળી ચીંધત નહીં. પણ સત્યાગ્રહીને આરામ કેવો ? તેની "વેકેશન" તો નિત્ય નવો ઉદ્યમ છે સત્યાગ્રહનો અર્થ અંતરદર્શન પણ કરી શકાય. બોરસદમાં લોકોએ અંતરદર્શન કર્યું એટલે જોવું કે બોરસદ ઉપર સજા અર્થે પોલીસ બેસાડી તેમાં કંઈક દોષ પોતાનો પણ હતો. એક દોષ જોતાં બીજા પોતાની મેળે દેખાઈ આવે છે. તેથી હવે ત્યાં આંતરસુધારણાનું કામ થઈ રહયું છે. સરકારની સામે ઝુઝવા કરતાં આ કામ વધારે કિંમતી તેમજ કઠીન છે. સરકારની સામે લડીને જય મેળવવો એ નીંદણ ક્રિયા છે. હવે પાકને ઉગાડવાની ને ઊતારવાની મહેનત કરવી તેમાં વધારે મુશ્કેલી છે. એ કામ પણ સુંદર ચાલી રહયું છે

એમ સાભળુ છું. એ કામની પૂર્ણતામાં બોરસદ તાલુકાના વતનીઓની તેમજ સ્વયંસેવકોની શક્તિ અને લાયકાતની આંકણી રહેલી છે"....

તા. ૮–૫–૬૩ ના રોજ પૂજ્ય ગાંધીજીને જ્યારે યરવડા જેલમાંથી મુકત કરવામાં આવ્યા ત્યારે તેમણે જેલમાં સરદારે કરેલી તેમની સેવા વિષે જણાવેલું કે :–

"જેલમાં સરદાર વલ્લભભાઈ સાથે રહેવાનું મલ્યું એ એક મોટો લહાવો હતો. તેમની અદ્વિતીય શુરવીરતા અને જવલંત દેશ પ્રીતિની તો મને ખબર હતી. પણ આ સોળ મહિના તેમની સાથે જે રીતે રહેવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું તેવી રીતે કદી હું તેમની સાથે રહયો નથી. તેમણે પ્રેમથી મને જે તરબોળ કર્યો છે તેથી તો મારી વહાલી માતાનું સ્મરણ થઈ આવતું. તેમનામાં આવા માતાના ગુણો હશે તે તો હું જાણતો જ નહોતો. મને જરાક કંઇ થાય તો એ પથારીમાંથી ઉઠયાજ છે. મારી સગવડની નાનામાં નાની વસ્તુ માટે તેઓ જાતે કાળજી રાખતા. તેમણે અને મારા બીજા સાથીઓએ સંતલસ કરી મુકી હતી કે મને કશું

કામ કરવા ન દેવું. હું આશા રાખું છું કે સરકાર મારી વાત માનશે કે જ્યારે જ્યારે અમે રાજદ્વારી પ્રશ્નની ચર્ચા કરતા ત્યારે ત્યારે સરકારી મુશ્કેલીઓનો બરાબર ખ્યાલ તેમને રહેતો. બારડોલી અને ખેડાના ખેડૂતોની તેઓ જે ચિંતા કરતા તે હું કદી ભૂલી શકીશ નહી."

૨. મહાદેવભાઈ :—

સરદારની કામગીરી વિષે લખે છે કે :—

"મેં તો ચાર વરસ પર બોરસદમાં એ રણે ચઢેલા સરદારની સાથે ચોવીસે કલાક ગાળયા હતા. ત્યારપછી પણ ઘણી વાર તેમને બોલતા સાંભળયા હતા. પણ આ વેળા તેમની વાણીમાં જે તેજ ભાળ્યું, આંખમાંથી કેટલીક વાર જે વહ્નિ વરસતો જોયો તેવો કદિ નહોતો જોયો. લોકોની જમીન ખાલસા થાય તેમાં જાણે પોતાના શરીરના કટકેકટકા થતા હોય અને જે તીવ્ર વેદના થતી હોય તે વેદનાથી ભરેલા તેમના ઉદ્‌ગારો નીકળતા હતા. એ ભાષણોની તળપદી ભાષા, તેમાં ક્ષણેક્ષણે ઝબકી ઉઠતા, ભૂમિમાંથી પાકેલા, ભૂમિની સુગંધ ઝરતા પ્રયોગોએ ગામડિયાઓને હલાવવા માંડયા. અંગ્રેજીના સ્પર્શ

વિનાનું, સ્વતંત્ર જોમવાળું એમનું ભાષા ઉપરનું પ્રભુત્વ આ સભામાં પ્રગટ થતું મેં પહેલું સાંભળ્યું...."

(૨) તિલક મહારાજ સાથે સરખાવતાં તેઓ લખે છે કે

"વલ્લભભાઈ સાથે બહુ રહયા પછીથી, તેમની બોલચાલ, તેમનું હાસ્ય, તેમનું તેજ, તેમના રાગ અને આવેશ જોયા પછી, તિલક મહારાજનું વધારે સ્મરણ થાય છે.... અવળી છાપ પાડવાની વિશેષતા પણ તિલક મહારાજ અને વલ્લભભાઈમાં સમાન છે. ઉપરથી બન્ને જેટલા અભિમાની લાગે તેટલાજ અંતરથી નિરભિમાની ઉપરથી જેટલા રૂથી અને પરૂષ લાગે તેટલાજ અંતરથી સૌમ્ય અને મૃદુ ઉપરથી જેટલા અટપટા અને અભેદ્ય લાગે તેટલાજ અંતરથી સરળ અને ઋજુ, ઉપરથી જેટલા ઊંડા જણાય તેટલાજ બન્ને અંતરથી અળગા."

શ્રી નરહરિભાઈ

['સરદાર વલ્લભભાઈ'એ પુસ્તકની પ્રસ્તાવનામાંથી]

"સરદાર લોખંડી પુરૂષ કહેવાય છે. જાહેર કામકાજમાં પોતાના વિરોધી અથવા તો પોતાના પક્ષમાં પેસી ગયેલા ખોટા માણસોને માટે એ

લોખંડી પુરુષ કદાચ ગણાય, પણ અંગત સંબંધો અને વ્યવહારોમાં તો મેં એમને એટલી નરમાશવાળા અને 'હશે જતુ કરો' એવી ઉપેક્ષાવૃત્તિવાળા જોયા છે કે એમના લોખંડીપણા વિષે શંકા ઉત્પન્ન થાય. જાહેર જીવનમાં એ વજ્રાથી પણ કઠોર થઇ શકે છે, પણ અંગત અથવા ખાનગી સંબંધોમાં તો કુસુમ કરતાં પણ મૃદુ છે. માત્ર પોતાની અંદર રહેલા મૃદુપણાનો બાહ્ય દેખાડો તેઓ નથી કરતા તેને લીધે ઉપલક જોનાર માણસો એ પારખી ન શકે એવું બને છે ખરૂ."

"જેને પોતાનો ગણ્યો એના પ્રત્યે એમની મમત્વની લાગણી બહુ ભારે છે. તેના સુખદુઃખમાં ભાગ લેવા અને એની મુશ્કેલીઓમાં મદદ કરવા તેઓ હમેશાં તત્પર રહે છે. માણસને તેના પગલા ઉપરથી તેઓ પારખી લે છે. ખોટા માણસને ચાળી કાઢે છે, પણ પસંદ કરેલા માણસોમાંથી કોને કયું કામ સોંપી શકાય એ તેઓ બરાબર જાણે છે, અને એ પ્રમાણે તેની પાસેથી કામ લે છે. માણસની પસંદગી કરતી વખતે તેઓ પાકો વિચાર કરી લે છે, પણ એક વાર કામ સોંપ્યા પછી તેના ઉપર

પૂરો ભરોસો મૂકે છે. તેના કામમા કશી દખલ કરતા નથી અને તેને જેટલી જોઇએ તેટલી મદદ મોકળે મને અને છુટ્ટે હાથે આપે છે, એ હું અનુભવ ઉપરથી કહું છું. આને લીધે આખા દેશમાં એક ગાંધીજીને બાદ કરીએ તો બીજા કોઈ પણ નેતા કરતાં તેમની પાસે વફાદાર કાર્યકર્તાઓ અને સાથીઓનું મોટામાં મોટું જુથ છે. ગાંધીજી સેનાપતિ હોવા ઉપરાંત સ્વભાવે શિક્ષક હોઈ તેઓ જ્યાં ગયા ત્યાં તેમણે સાથીઓ ઘડીને તૈયાર કર્યા છે. જ્યારે સરદાર શિક્ષક નથી, કેવળ સેનાપતિ છે પોતાના લશ્કર માટે તેમણે નવા માણસોને ઘડીને તૈયાર કર્યા નથી અથવા જે મળ્યા તેમને વિશેષ ઘડવાનો પ્રયત્ન કર્યો નથી. પણ માણસમાં જેટલી શક્તિ હોય તેનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે. હા. માણસને પોતાની મેળે આગળ વધવું હોય અને તેનામાં શક્તિ હોય તો સરદારની પાસે બધી છૂટો, તકો અને મદદ તેને મળે છે. પોતાની આસપાસ ખડા સૈનિકોનું જુથ જમાવવાની અને દરેકની યોગ્યતા પ્રમાણે તેની પાસેથી કામ લેવાની અજબ કુનેહો લીધે નાગપુર, બોરસદ અને બારડોલી સત્યાગ્રહની

લડતોમાં તથા ૧૯૨૭ના રેલસંકટના કાર્યમાં સરદારને કાર્યકર્તાઓની ખોટ ન પડી અને સારો યશ મળ્યો. એમના સાફલ્યની મુખ્ય ચાવી જ એ છે કે અણીને વખતે તત્કાલ તેઓ નિર્ણય લે છે અને તેના અમલ માટે પોતાની મદદમાં ખરા માણસોને પસંદ કરે છે.

યાદગાર સૂત્રો :—

૧....ગુલામી એવી ચીજ છે કે લાંબે ગાળે મીઠી લાગે છે. ગુલામને છુટવું ગમતું નથી. પાંજરાના પક્ષીની જેમ સ્વતંત્રતાની ભાવના એનામાંથી ઉડી જાય છે. પણ ગુલામીમાં રાખનારને એનું કલંક દોષ લાગે છે.

૨....આપણું પોતાનું કલ્યાણ નથી રાજાના હાથમાં કે નથી શાહુકારના હાથમાં. આપણું કલ્યાણ આપના પોતાનાજ હાથમાં છે. તમે જો તમારી જમીનમાંથીજ તમારો ખોરાક પેદા કરી લો અને જિંદગીની બીજી જરૂરિયાતો પણ તમે જ ઉત્પન્ન કરી લો તો જગતમાં તમે સૌથી સુખી થઇ શકો છો.

૩....તમે તમારૂં સાચું અને મજબૂત સંગઠન ખડું કરો. નબળાઇઓ દૂર કરો. આળસ છોડી દો.

વહેમો ફગાવી દો. કોઇનો ડર ન રાખો. કુસુંપનો ત્યાગ કરો, કાયરતા ખંખેરી નાખો, હિંમત રાખો. બહાદૂર બનો અને આત્મવિશ્વાસ રાખતાં શીખો. આટલું કરશો તો તમે જે ઇચ્છો છો તે એની મેળે આવી મળશે. જગતમાં જેને માટે જે લાયક હોય છે તેને તે મળેજ છે.

૪...એક ઉચ્ચ પદના ગૌરવને છાજે એવી રીતે પ્રમુખની ચૂંટણી હમેશાં સર્વાનુમતે થવી જોઇએ. એટલે નીતિ અને કાર્યક્રમના ભેદને કારણે પણ ચુટણી વિષે વાદવિવાદ થાય એ ઇચ્છવા જેવું નથી.

૫....જગતમાં ઓછામાં ઓછો પાપી મનુષ્ય જે પોતાના પરસેવાની રોટી ખાય છે તે છે.

૬. ખરી સાર્વભૌમ સત્તા એ કાંઇ ઉપરની સરકાર નથી, પણ ખરી સાર્વભૌમ સત્તા એ તો પ્રજા છે.

૭. જેણે ઈશ્વરની ઓળખાણ કરી એને તો જગતમાં કોઇ અસ્પૃશ્ય નથી. એને ઉચનીચના ભેદ નથી.

૮. ભગવાન દુઃખીમાં દુઃખી માણસમાં પડેલો છે. એ કંઇ કેવળ મહેલોમાં જતો નથી.

૯. આપણું શરીર, કપડું સાફ રાખીએ તેમ આપણું ગામ સાફ રાખવું એ આપણું કામ છે. કંઇ રાજ્યનું કામ છે? ઘર સાફ રાખવું જોઇએ. ગામ સાફ રાખવું જોઈએ. ગંદવાડમાં ઇશ્વર આવતા નથી.

૧૦. નવરા ન બેસસો. નવરો બેસનાર નખોદ વાળે છે. માટે આળસ કાઢજો. રાતદિવસ કામ કરનાર સહેજે ઇન્દ્રિય ઉપર સંયમ મેળવે છે.

૧૧. તમારી પાસે કોઈ દુ:ખી માણસ આવે તો તમારી શેતરંજી પર બેસાડજો, અને તમે ભોંયે બેસજો. આમ વર્તશો તો સામેથી તમારે સુખ આવવાનુંજ.

૧૨. જેણે પાપ, ચોરી કરી ન હોય તેને ડરવાનું શું કારણ? મોત કોઇને છોડતું નથી. જેની તુટી તેની બુટી નથી. જેની તુટી નથી તેની કોઇ તોડી શકવાનો નથી. અત્યારે આપણે રાતદિવસ મહેનત કરતા હોઇએ એને મોતનો શો ડર?

૧૩. આપણામાં એવી માન્યતા પેઠી છે કે મહેનતનું શ્રમનું કામ કરવું એમાં ખાનદાની નથી. એ

એક પ્રકારનો ચાળો આપણા લોકોમાં પેઠો છે. એ નથી હિંદુસ્તાનની સંસ્કૃતિ, નથી પશ્ચિમની. પોતાની અંગત સેવા કોઈની પાસે ન કરાવવી જોઈએ.

૧૪. કોઇ પણ સંજોગામાં તમારા દિલમાં ભય ન પ્રવેશવો જોઇએ. જ્યારે માણસ ભયભીત દશામાં આવી જાય છે ત્યારે એ માણસ મટી પશુની દશામાં આવી જાય છે.

૧૫. કૂથલી કર્યા કરી રાજ્યની ખુશામત પર જીવવું એના કરતાં મરવું સારૂ છે. સંગઠન શિવાય બીજો ઉપાય નથી. પણ એની પાછળ દિલની સફાઇ હોવી જોઇએ. એ ન કરી શકો તો કંઇ થઇ શકે નહીં.

૧૬. આપણે કોઇથી ડરવાનું ન હોય. ડર રાખો તો એક ઇશ્વરનો રાખો. ઇશ્વર આગળ સૌને જવાબ આપવો પડશે. પણે સાચો પરસેવો પાડીને મહેનત કરનાર ખેડૂતને શો જવાબ આપવાનો છે.

૧૭. પૈસા તો આજે છે અને કાલે જતો રહેશે. સટ્ટાના બજારમાં ઘણા માણસો પૈસા ગુમાવે

છે, પણ સેવાના બજારમાં કોઈ દિવસ ગુમાવવાનું નથી હોતું.

૧૮. હિંદુસ્તાનનો ઉજ્જવળ ઇતિહાસ આજે રચાઇ રહ્યો છે. તેમાં કંઇ હિસ્સો તમારે આપવો હોય, એવી ભાવના હોય તો તેનો વિચાર કરજો. બાકી ધાન ખાઇને સાંજે સૂઈ જાય એ તો જાનવર પણ કરે છે. પણ ભારતની સ્વતંત્રાનો આ યુગ ચાલી રહ્યો છે. એમાં જે જન્મ્યા દ તે ભાગ્યશાળી છે. તમે તેમાં હિસ્સો આપશે તો તમારૂ નામ લખાશે. ઇશ્વર તમને એટલુ કરવાની બુદ્ધિ અને તાકાત આપે. ઇશ્વર તમાઃ સૌનું કલ્યાણ કરે.

